અને સાગરોએ મતાં નહિ કરવાથી સાગરોને અલગ કર્યા, ત્હારે શાન્તિદાસશેઠ ત્હેમનાથી વિરૂદ્ધ પડ્યા એમ જણાવ્યુ છે આ હકીકત બનવા જોગ છે કારણ કે—શાન્તિદાસ શેઠ ખુલ્લી રીતે સાગરોના પક્ષમા હતા અને જ્યારે તેજ સાગરોને અલગ કરવાનો પ્રસગ આવે, ત્યારે તેઓ વિજયદેવસૂરિ સાથે ન જોડાય એમા કંઇ નવાઇ જેવુ નથી જો કે—એટલુ તો કહેવુજ પડશે કે—શાન્તિદાસ શેઠ જેવા, તે વખતના મહાન્ પ્રભાવશાલી—સત્તાધારી પુરૂષે કોઇના પણ પક્ષમાં ન પડતાં બન્ને પક્ષને એકત્ર કરાવવામાં પોતાની શક્તિનો સદુપયોગ કર્યો હત, તો તે વધારે આશીર્વાદરૂપ થઇ પડતે, એમ મ્હારુ માનવુ છે શાન્તિદાસ શેઠે તો વિજયદેવસૂરિથી વિરૂદ્ધ પડવા પૂરતોજ સતોષ ન્હોતો માન્યો, પરન્તુ ત્હેમણે તો મુક્તિસાગરને સ ૧૬૮૬ મા આચાર્યપદ અપાવી ત્હેમનુ રાજસાગરસૂરિ નામ આપી ખાસ ‘ સાગરમત ’ ની જ સ્થાપના કરી અને સ્વતત્ર સાગરમત ચલાવ્યો અસ્તુ, આ સબધી વિશેષ વિવેચનમાં ઉતરવુ અપ્રસ્તુતજ છે

આગળ જતાં કવિ દર્શનવિજયજી બે આચાર્યો—વિજયદેવસૂરિ અને વિજયાનદસૂરિ—ની એકતા થયાનું જહે જણાવે છે, તે હકીકત પણ અચુક ધ્યાન ખેચનારી છે વિજયાનદસૂરિના કેટલાક પ્રસગો ઉપરથી જોઇ શકાય છે કે તેઓ ઘણાજ સરળ પ્રકૃતિના, શાન્તિપ્રિય અને શાસનની દાઝ ધરાવનારા હોવા જોઇએ અને તેથીજ ત્હેમણે વિજયદેવસૂરિની સાથે સધિ કરવામા નમતુ મૂક્યુ હશે આ બન્ને આચાર્યોની એકતાના સબધમા वीरवंशावली અથવા तपागच्छपट्टावली, કે જે ‘ જૈન સાહિત્ય સશોધક ’ ના ત્રીજા અકમા પ્રકટ થઇ છે, તેમા વિજયાનદસૂરિના વૃત્તાન્તમા લખ્યુ છે કે—

“ વિ મ ૧૬૮૨ વર્ષે શ્રી શાંતીલપુર નગરે શ્રી મધાગ્રહી વિજયદેવ-સૂરી ને શ્રીવિજયાનદસૂરીને ગચ્છ મેલ હુઓ ”

આ ઉપરથી એ જણાય છે કે—આ એકતા સ ૧૬૮૨ મા સાતિલપુરમા થઇ હતી આ એકતા થતા પરસ્પર જે શરતો કરવામા આવી હતી, તે રાસકારના કથન પ્રમાણે આ છે —

“ હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિએ કરેલા પટા મજૂર રાખવા એક બીજાની સાથે રાગ—દ્વેષ ન રાખવો મર્યાદા પ્રમાણે વદન—વ્યવહાર ચાલુ રાખવો અને જહેને જહે પદવિયો હોય, તે પણ જહેમની તેમ કાયમ રાખવી ”

( જૂઓ, રાસસાર પૃ ૮૪—૮૫ )

બીજી તરફનું લખાણ—

" તથા શ્રીવિજયદેવસૂરિનઇં શ્રીવિજયાનંદસૂરિ લિખી
" આપ્યુ છઇ જે શ્રીપૂજ્યજી જે મુજનિ લિખિત પ્રસાદ કીધુ
" છઇ તેહનઇં અનુસારઇ મઇ શ્રીપૂજ્યજીની આજ્ઞાઇં પ્રવર્ત્તવુ ।
" તથા ગચ્છ મર્યાદા સઘલી શ્રીપૂજ્યજી ચલાવઇ તથા શ્રીપૂજ્યજી
" પછઇ શ્રીપૂજ્યજીના પટોધર ચલાવઇ ॥ ૐ ॥ ઇતિ મંગલ ॥

" ॥ ૬૦ ॥ ૐ નત્વા શ્રીચિંતામણિપાર્શ્વનાથાય નમ ॥
" શ્રીહીરવિજયસૂરશ્વરીગુરૂભ્યો નમ શ્રીવિજયસેનસૂરીશ્વર
" ગુરૂભ્યો નમ ॥ ભટ્ટારક શ્રીવિજયદેવસૂરીશ્વર ચરણાન્ । શિશુ-
" ર્વિજયાનંદો વિજ્ઞપયતિ । અપરં । ક્ષેત્રાદિક કામિ શ્રીપૂજ્યજીની
" આજ્ઞાઇં પ્રવર્ત્તવુ । તથા ભટ્ટારક શ્રીવિજયદેવસૂરિ જેહનિ
" પાટ ભલાવઇ તે સઘલી ગચ્છ મર્યાદા ચલાવઇ । તિહાં અમ્હો
" પક્ષ ન કરવો । શ્રીપૂજ્યજીના પટોધારીની રૂચિ પ્રવર્ત્તવુ ।
" તથા કસી વાતઇ રાગદ્વેષ ઊપજઇ તે ન કરવુ । તથા પન્યાસપદ
" પ્રમુખ પદ ન દેવા । તથા શ્રીપૂજ્યજી પછઇ શ્રીપૂજ્યજીનો પટો-
" ધારી જિહાં હોઇ તિહાં તેડાવઇ તિવારઇં જ આવવુ । સહી રૂ
" સં ૧૬૮૧ વર્ષે ચૈત્ર સુદિ ૯ દિને ॥

" ૐ નત્વા શિશુર્વિજયાનંદો વિજ્ઞપયત્યપરં ઉપરિ લિખ્યું
છઇ તે અમ્હારઇ સહી રૂ ઇતિ મંગલ ॥ "

ઉપરના પત્રના બન્ને બાજૂના લખાણો ઉપરથી ઘણી બાબતોનો પ્રકાશ પડે છે જ્હેની કે —

૧ વિજયદેવસૂરિને પોતાની ઇચ્છા પ્રમાણે નવા પટોધર સ્થાપવાની સત્તા આપવામા આવી હતી

૨ 'સર્વજ્ઞશતક ગ્રંથ ' ને કોઇપણ વખતે 'અપ્રમાણ' કર્યા સંબંધી વિજયદેવસૂરિએ પટ્ટો લખેલો હોવો જોઇએ

૩ વિજયાનંદસૂરિએ વિજયદેવસૂરિ અને ત્હેમના પછી ત્હેમના જે પટોધર હોય, ત્હેમની આજ્ઞા પ્રમાણે વર્ત્તવાની કબૂલાત આપી હતી

આ ઉપરથી સમજાય છે કે—૧૬૮૫ મા પાછો ગચ્છભેદ શરૂ થયો અને વિજયદેવસૂરિએ સાગરોને ગચ્છમા લીધા

ઉપસ હાર—

રાસકાર કવિ દર્શનવિજયજીએ રાસનો બીજો અધિકાર સ. ૧૬૯૭ ના પોસ મહીનામા પૂરો કર્યો છે અને વિજયાનદસૂરિએ નાડલાઇથી નિકળેલા સ ઘની સાથે સિદ્ધાચલજીની યાત્રા કરી, ત્યાં સુધીનુ ( સ ૧૬૯૦ સુધીનુ ) વર્ણન આપ્યુ છે

આપણે જોઇ શકીએ છીએ કે—જ્હે મતભેદના લીધે, પ્રસ્તુત રાસમાં વર્ણવ્યા પ્રમાણે, તપાગચ્છમાં બે પક્ષો પડી ગયા હતા, અને તે બન્ને પક્ષના અનુયાયિઓએ પોતપોતાના ગ્ર થોમા એક બીજા ઉપર આક્ષેપો કર્યા હતા, તે મતભેદ અને આક્ષેપો આ રાસના અ ત સાથેજ સમાપ્ત ન્હોતા થયા, પરન્તુ ત્હેની અસર તે પછીના કાળમા પણ ચાલૂજ રહી હતી અર્થાત્ તે પછી પણ કેટલાક ગ્ર થકર્ત્તાઓ પોતપોતાના ગ્ર થોમા પોતાના વિરૂદ્ધ પક્ષકારો ઉપર આક્ષેપ–વિક્ષેપો કર્યા સિવાય રહી શકયા નથી. આના પ્રમાણમાં મેઘવિજય-ઉપાધ્યાયકૃત **षट्त्रिंशमध्यस्थजल्पविवरण**, વિનયવિજયજી ઉપાધ્યાયકૃત **लघुषट्त्रिंशज्जल्पविचार**, અને **कल्पसूत्र** ઉપરની **सुबोधिकाटीका**, પ. રત્નચદ્રજીકૃત **रत्नहितोपदेश** અને પં મુક્તિસાગરકૃત **केवलीस्वरूपसज्झाय** વિગેરે કૃતિયો મૌજૂદ છે

આટલેથીજ નથી પરતુ આ ગ્ર થોના વાચનારાઓમા અત્યારે પણ કેટલાક એવા છે કે—જ્હેઓ તે ઉલ્લેખિત હકીકતોને વાચવા પૂરતોજ સ તોષ ન માનતા પોતાના મતથી વિરૂદ્ધ મતવાળા પ્રત્યે હલકા શબ્દો વાપરવાને પણ ઉતારૂ થઇ જાય છે સે કડો વર્ષ ઉપર થઇ ગયેલ વિદ્વાન્ અને ગીતાર્થ મહા-પુરૂષો પ્રત્યે એ પ્રમાણે હલકા શબ્દો વાપરવા તૈયાર થઇ જવુ, એ પોતાની તુચ્છવૃત્તિ બતાવવા સિવાય બીજુ શુ છે ? ખરી રીતે બાહ્ય તકરારોને બાજૂ ઉપર મૂકી તપાસવા જઇએ તો બન્ને પક્ષકારો તરફથી જ્હે જ્હે શાસ્ત્રીય ચર્ચાઓ થઇ છે, તે એટલી બધી તો ગ ભીર અને તત્ત્વદૃષ્ટિએ વિચારવા જેવી છે કે—જ્હેમા લગાર પણ ઉતાવળથી અભિપ્રાય આપવો પાલવી શકે તેમ નથી વાચકોએ તો તે શાસ્ત્રીય ચર્ચાઓ કેવા કેવા આશયથી કરેલી છે, અને પોતપો-

છે પરિણામે સભાની સમક્ષ બ્રાહ્મણ અધ્યક્ષ રાખીને ચર્ચા થાય છે, ત્હેમા સાગરો જૂઠા પડે છે અને વિજયદેવસૂરિ સાચા ઠરે છે

આ ચર્ચા ક્યારે થઇ—કઇ સાલમાં થઇ ? તે આ પત્રમા જણાવવામા આવ્યુ નથી માત્ર ચર્ચા થઇ ગયા પછી ચૈત્ર સુદિ ૮ ના દિવસે વિજયદેવસૂરિએ સૂરતથી વિજાપુર તરફ વિહાર કર્યાનુ જણાવ્યુ છે પરન્તુ મેઘવિજય ઉપાધ્યાયની પટ્ટાવલીમાં આ ચર્ચા સ ૧૬૮૭ મા થયાનુ જણાવ્યુ છે આ ઉપરથી એ અનુમાન થાય છે કે—શાન્તિદાસ શેઠે સ ૧૬૮૬માં રાજસાગરસૂરિને આચાર્યપદ આપી જ્યારે સાગરમત ચલાવ્યો, ત્યારે વિજયદેવસૂરિનો સબધ સાગરોથી સર્વથા છૂટી ગયો હતો, એ વાત આપણે પહેલાં પણ જોઇ ગયા છીએ અને તે પછી તુર્તમાંજ સૂરતમા આ ચર્ચા થઇ હોય, એ બનવાજોગ છે નિદાન, આખી ચર્ચાનો નિષ્કર્ષ કાઢીએ તો એજ નીકળે છે કે—સ ૧૬૮૧ માં વિજયાનદસૂરિ સાથે વિજયદેવસૂરિનો મેળ થયો હતો, પણ સ. ૧૬૮૫ માં તે બન્ને જૂદા પડ્યા, એટલે આણંદસૂરગચ્છ અને દેવસૂરગચ્છ એમ બે શાખાઓ ચાલી, અને સં. ૧૬૮૫ માં સાગરોથી વિજયદેવસૂરિ જુદા પડતાં સ ૧૬૮૬ મા શાન્તિદાસ શેઠે રાજસાગરસૂરિથી સાગરમત ચલાવ્યો, એમ કમનસીબે એકજ તપાગચ્છમાં ત્રણ શાખાઓ ચાલવા લાગી આખી ચર્ચાનું આજ પરિણામ જોઇ શકાય છે

પ્રાન્તે—બની તેટલી સાવધાનતાપૂર્વક બન્ને બાજૂઓ તપાસવા સાથે તે પૂજ્ય પુરૂષો પ્રત્યે એકસરખી પૂજ્ય બુદ્ધિ રાખીનેજ આ અવલોકન લખ્યુ છે, છતાં છદ્મસ્થભાવે અક્ષર માત્ર પણ અનુચિત કે અસમજસ લખાયો હોય તો તે બદલ શુદ્ધ અંત કરણથી મિથ્યા દુષ્કૃત ઇચ્છી આ અવલોકનને અહિંજ સમાપ્ત કરૂં છુ ૐ શાન્તિ

ધૂળિયા, ( ખાનદેશ )<br>દુબળી આઠમ, વીર સ ૨૪૪૭ } વિદ્યાવિજય



તે માટઇ તથા શ્રીપૂજ્યજીએ સંઘ મનસપ પાડ્યુ છઇ તિમ સંઘ મનસપ થઇ સભ્ય થઇ વિચાલઇ બઇસઇ શ્રીઉપાધ્યાય શાસ્ત્રનો જે નિર્ણય કરઇ અનઇ શ્રીસંઘની આજ્ઞા હુઇ તો અમ્હો તિહાં આવુ ॥ અનઇ શ્રીઉપાધ્યાયજીનઇ ૨ બોલ પૂછી શાસ્ત્રનો નિર્ણય સંઘ સાખિ કીજઇ, એ કાર્ય સંઘથીજ સિદ્ધિ પામઇ ॥ એ પત્રનો પડુત્તર મોકલાઇ તિમ કરવુ અમ્હારૂ ધર્મલાભ જાણ્યો ॥ સં૦ ૧૬૭૨ વર્ષે કાર્ત્તિક શુ૦ ॥ ૧૪ ॥ ઇતિ ભદ્રમ્ ॥

## પરિશિષ્ટ ख

## ઉ૦ સોમવિજયજી ઉપર લખેલ પત્ર.

॥ ૬૦ ॥ સ્વસ્તિ શ્રીપાર્શ્વનાથ પ્રણમ્ય । તત્રેત ઉપાધ્યાય શ્રીસોમવિજયગ૦ યોગ્ય । પ૦ ભક્તિસાગર ગ૦ લિખિત ॥ અપર આપણ ૨ એક ગચ્છવાસી અનઇ આપણ ૨ બિઇનઇ એક ગુરૂ અથ તુમ્હો અમ્હો સમજ્યા તો સર્વઇ સમજ્યા । તુમ્હો ગરઢા છો ગીતાર્થ છો તે માટઇ ૧૮ બોલનુ પત્ર તુમ્હ ભણી મોકલ્યુ છઇ, તેહનો પડુત્તર શ્રીવીરના શાસ્ત્રની મેલઇ લિખી મોકલયો તુમ્હો અનઇ અમ્હો શ્રીસંઘ સમક્ષ શાસ્ત્રની વાર્ત્તાઇ મમજીઇ તો શ્રી પૂજ્યજીનઇ જિમ ભલુ હોઇ તિમ વીનતી કરીઇ શ્રી પૂજ્યજીઇ જયતપુરમાંહિ । સંઘવી સૂરા સા૦ પેતા શ્રીપાલ મો૦ વિદ્યાધર દો૦ ગમજી પનીઆ હીરજી સા૦ સૂરજી પ્રમુખ સંઘનઇ શાસ્ત્રનિર્ણય કરવાની રુચિ હુઇ તે શ્રીઉપાધ્યાયજી હુ તિહાં આવીઇ નહીંતરિ કેતલાએક બોલ શાસ્ત્ર સંબંધી મોકલ્યા છઇ તેહનુ પડુત્તર લિખી મોકલયો । તથા પૂર્વઇ તુમ્હનઇ એક લેખ મોકલ્યો હતો તેહનો પડુત્તર કિસ્યો આવ્યો નથી પણિ હવઇ એ ૧૮ બોલના પત્રનો પડુત્તર લિખી મોકલયો ॥ સંવત્ ૧૬૭૨ વર્ષે કાર્ત્તિક શુદિ ૧૪ ॥ ઇતિ મંગલ ॥

## પરિશિષ્ટ ग

## ઉપાધ્યાય શ્રીસોમવિજયજી ઉપર લખેલો બીજો પત્ર.

॥૬૦॥ પરમગુરૂગચ્છાધિરાજ ભટ્ટારક પ્રભુ શ્રી ૬ વિજયસેનસૂરિગુરૂભ્યો નમ ॥ ॥ ઉ૦ શ્રીસોમવિજયગણિયોગ્ય પ । ભક્તિસાગરગ૦ લિખિત ॥

સાથના લોક દેષી ન સક્યા । તેણે જઈ નબાપ માજરમલિકનું મન મનાવી કહ્યું જે નબાપ સલામત અહ્મારો ગ્રંથ શ્રીવિજયદેવસૂરિ પોટો કહઇ છઇ । તે પરો કરાવી । અપાવો અનઇ । જો અમ્હે પોથી પડસ્યુ । અનઇ ગ્રંથ પોટો પડસ્યઇ તો । ગ્રંથ પાણીમાહિ બોલવો અનિ ગુનહગારીના રૂપઈઆ હજાર ૫ નબાપનઇ આપસ્યું । અનિ સા૦ શાંતિદાસઈ પણિ નબાપનઇ ઘણુ લિખુ હતુ જે માહરો ગ્રંથ જિમતિમ કરીનઇ શ્રીવિજયદેવસૂરિ પાઇ પરો લિખાવી અપાવયો । હુ નબાપનઈ ઘણો તોફો મોકલીસ । અનઇ રતન આસકરણઇ પણિ નબાપનઇ ઘણી લાલચિ દેષાડી જે નબાપ સલામત અમ્હારો ગ્રંથ જિમ તિમ કરી પરો કરી અપાવસ્યો તો નબાપનઇ વીસ સહસ્ર રૂપૈયાનો નફો થાસ્યઇ । તે ઉપરિ નબાપઇ કહ્યુ જે ભલી વાત । શ્રીવિજયદેવસૂરિના યતી તેડાવી પૂછવુ । તિવાર પછી નબાપઇ પોતાનાં માણસ આપણઇ ઉપાશ્રય તેડવા સારૂ મોકલ્યા । પછઇ શ્રીપૂજ્યજી શ્રીઆચાર્યજીઇ ઉ૦ શ્રીકુશલસાગર ગ૦ । પ૦ લાલકુશલગણિ દરબાર મોકલ્યા । નબાપઇ ઘણો આદર કીધો । વલતુ નબાપઇ કહ્યુ જે । તુહ્મે શ્રીવિજયદેવસૂરિકુ કહો જે સાગર સાથઇ ચર્ચા કરી ગ્રંથ પોટો કરી ચાલો । તે ઉપરિ ઉ૦ કુશલસાગર ગણિ પં૦ લાલકુશલગણીઇ કહ્યુ જે નબાપ સલામત અહ્મોતો અહ્મદાવાદ મધ્યે તથા પાટણમધ્યે ત૦ શ્રીશંષેસ્વર મધ્યે ત૦ ષંભાયત મધ્યે કિહાઇ ચર્ચાની ના નથી કહી અનઇ નબાપ હજુરપણિ ચર્ચા કરવી । કબૂલ છઇ પણિ સભ્ય વિના ચર્ચા ન થાય તે ઊપરિ નબાપઇ કહ્યુ જે ભલી વાત સભ્ય થાપીનઇ ચર્ચા કરાવીસિ । તે ઊપરિ ચર્ચા કરાવ્યાની હા ભણી તિવાર પછી સાગર ગૃહસ્થે ષંભાયતથી સત્યસૌભાગ્ય તેડાવ્યો । તે આવ્યો । આપણઇ પણિ ઉ૦ શ્રીધનવિજય ગ૦ ઉ૦ શ્રીધર્મચંદ્ર ઉ૦ શ્રીલાવણ્યવિજય ગ૦ પ૦ મતિચંદ્ર ગ૦ પ૦ માણિક્યચંદ્ર ગ૦ પ૦ ઋદ્ધિવિજય ગ૦ પ્રમુખ ગીતાર્થ તેડાવ્યા તે આવ્યા પછી । નબાપઇ કહ્યુ જે ચર્ચા કરો તે ઊપરિ આપણે સમસ્ત ગીતાર્થે કહ્યુ જે ભલી વાત સભ્ય કુણુ તિવારઇ નબાપઇ કહ્યું તુહ્મારા સભ્ય કોણુ કહઉ તિવાર પછી આપણે ગીતાર્થે કહ્યુ જે જૈન સભ્ય કર્યા જોઇઇ અહ્મારા સાસ્ત્ર સમઝઈ ઇતિવારઇ સાગરઈ જાણ્ણુ જે જૈન સભ્ય લાંચે પલટાસ્યઇ નહીં । તે ઊપરાંત નબાપનઇ કહઉ જે નબાપ સલામત જૈન તુ સર્વ અમ્હારા દુસમન છઇ પછી નબાપઇ સા૦ શાંતિદાસનું મન રાષવા માટઇ કહઉ જે બ્રાહ્મણ સભ્ય કર્યા જોઇઇ

બાદશાહ અકબરના તાબાનુ આ શહેર હતુ. અહિ અનેક ધનાઢ્ય અને ગુણવાન્ પુરૂષો રહેતા હતા, જહેમા દેવજી નામનો શ્રાવક, કે જે શ્રાવકોના એકવીસ ગુણે કરીને યુક્ત હતો, મુખ્ય હતો દેવજી અરિહતદેવ ઉપરની સાચી શ્રદ્ધાવાળો હતો સાચા ગુરૂની હમેશાં સેવા કરતો અને જિનભાષિત ધર્મનુ શ્રવણ કરી હમેશા તે પ્રમાણે વર્ત્તવા પ્રયત્નશીલ રહેતો આ દેવજીને **જયવતી** નામની સુશીલા સ્રી હતી આ જયવતી સ્રીને શુભ સ્વપ્નપૂર્વક એક એક વર્ષના આતરે બે પુત્રો થયા – ૧ **રૂપજી** અને ૨ **રામજી** આઠ વર્ષની ઉમર પછી બન્નેને ભણાવીને હોશીયાર કર્યા.

## દીક્ષા

આ વખતે ખભાત શહેર પણ પૂર જાહોજલાલીમા હતુ કોટ્યાધીશો અને લક્ષાધિપતિઓ અહિ ઘણા હતા અહીં સઘવી ઉદયકરણ નામનો એક ગૃહસ્થ રહેતો હતો આ ગૃહસ્થે જિનપ્રાસાદો કરાવ્યા ઉપરાન્ત કેટલાક ઉપાશ્રયો પણ કરાવ્યા હતા. જિનબિબોની પ્રતિષ્ઠાઓ કરાવી હતી અને કેટલીએ વખત ત્હેણે ‘સઘવી’નુ તિલક પણ સઘ તરફથી મેળવ્યુ હતુ. વળી સોની **તેજપાલ** નામનો ગૃહસ્થ પણ અહિ રહેતો હતો આ સોની એક ધર્મિષ્ઠપુરૂષ હતો. જિનમદિર, જિનબિબ, પોશાલ વિગેરે કરાવામા ઘણુ દ્રવ્ય ખર્ચ કર્યું હતુ સાતે ક્ષેત્રોને તે હમેશા પોષતો હતો વળી આણે સવાલાખ રૂપિયા ખરચીને શ્રીસિદ્ધાચલજી ઉપરના ઋષભદેવના મૂલમદિરનો જીર્ણોદ્ધાર પણ કરાવ્યો હતો અહિ પારેખ **રાજીઆ** અને **વજીઆ** નામના બે ભાઇઓ પણ રહેતા હતા આ ભાઇઓએ પણ ઘણા ગામોમા જિનમદિરો કરાવ્યા હતા મખમલ, મશરૂ વિગેરેના ઉત્તમોત્તમ ચદરવા–પૂઠિયા ઉપાશ્રયો અને જિનમદિરોમા મૂક્યા હતા. એક વખત આ બન્ને ભાઇઓને જિનબિબોની પ્રતિષ્ઠા કરાવાનો વિચાર થયો ત્હેમણે **શ્રીહીરવિજયસૂરિજી**ની આજ્ઞાથી આચાર્યશ્રી **વિજયસેનસૂરિજી**ને પોતાના નગરમા પધરાવ્યા ઘણા દેશ, ન-

આ રાસના બીજા અધિકારમાં વિશેષ કરીને કવિએ વિજયા-ણંદસૂરિનું વૃત્તાન્ત આપ્યું છે.

આ રાસ કવિ પં. દર્શનવિજયે પોતે બ્રહ્માનપુરમાં લખેલી પ્રતિ ઉપરથી સંશોધિત કરવામાં આવ્યો છે.

પ્રારંભમાં કવિએ તીર્થંકર, આચાર્ય, ઉપાધ્યાય, અને સાધુને નમસ્કાર કર્યા પછી સુધર્માસ્વામીથી લઈ કરીને શ્રીવિજયસેનસૂરિ સુધીની પાટ પરંપરા બતાવી છે. રાસનાયક શ્રીવિજયતિ-લકસૂરિ શ્રીવિજયસેનસૂરિની પાટે થયા છે એમ બતાવ્યા પછી કવિએ આ રાસ રચવાનું પ્રયોજન કહ્યું બતાવ્યું છે—૧ વિજ-યદાનસૂરિએ, શ્રીહીરવિજયસૂરિને પોતાની પાટે સ્થાપ્યા અને તે વખતે એક બે વચન કહ્યું કે જેને પદ આપો તેને 'વિજય' યુક્ત નામ આપવું તે, ૨ શ્રીહીરવિજયસૂરિએ અકબરબાદશાહને પ્રતિબોધી વિજય મેળવ્યો તે. ૩ શ્રીવિજયસેનસૂરિએ ભટ્ટો બ્રાહ્મણોને જીતી વિજયતા પ્રાપ્ત કરી તે. ૪ શ્રીવિજયતિલકસૂરિ ગચ્છધારી થ-યામાં વિજય પામ્યા તે. અને ૫ શ્રીધર્મસાગરજી ઉપાધ્યાયે ગચ્છની પરંપરા લોપી અને તેમના પક્ષમાં ભળેલા ગચ્છપતિ શ્રીવિજયદેવસૂરિને ઉથાપીને, શ્રીવિજયતિલકસૂરિ પાટે આવ્યા અને પાટપર પણ દીપાવીને વિજય પામ્યા તે. ત્યાર પછી રાસનું વર્ણન આવી રીતે આપ્યું છે.

જન્મસ્થાન.

શ્રીવિજયતિલકસૂરિ ગુજરાત દેશમાં આવેલા વીસલનગરના રહીશ હતા. આ વખતે વીસલનગરની જાહોજલાલી અપૂર્વ હતી.

---

૧ શ્રીવિજયદાનસૂરિ પછી, જેને પદ આપવું તેને 'વિજય' યુક્ત આપવું. આ નિયમ થવામાં કારણ આ બન્યું હતું—એક વખત શ્રીવિજ-યદાનસૂરિને, સ્વપ્નમાં આવીને શ્રીમણિભદ્રજીએ કહ્યું કે—તમારે વિજયશાખાને પાટ સ્થાપન કરશો અને આમ નામ જેનું એક અક્ષર આપી નામ આપવું તમારા વચનથી પ્રમાણ્યું. ઈત્યાદિ. અને વચનાનુસાર વિજયના ૯ પાટી. ૪૧ પાટની ખાત્રી.

બાદશાહ અકબરના તાબાનુ આ શહેર હતુ અહિ અનેક ધનાઢ્ય અને ગુણવાન્ પુરૂષો રહેતા હતા, જહેમા **દેવજી** નામનો શ્રાવક, કે જે શ્રાવકોના એકવીસ ગુણે કરીને યુક્ત હતો, મુખ્ય હતો દેવજી અરિહતદેવ ઉપરની સાચી શ્રદ્ધાવાળો હતો સાચા ગુરૂની હમેશા સેવા કરતો અને જિનભાષિત ધર્મનુ શ્રવણ કરી હમેશાં તે પ્રમાણે વર્ત્તવા પ્રયત્નશીલ રહેતો આ દેવજીને **જયવતી** નામની સુશીલા સ્ત્રી હતી. આ જયવતી સ્ત્રીને શુભ સ્વપ્નપૂર્વક એક એક વર્ષના આતરે બે પુત્રો થયા – ૧ **રૂપજી** અને ૨ **રામજી** આઠ વર્ષની ઉમર પછી બન્નેને ભણાવીને હોશીયાર કર્યા.

**દીક્ષા.**

આ વખતે ખભાત શહેર પણ પૂર જાહોજલાલીમા હતુ કોટ્યાધીશો અને લક્ષાધિપતિઓ અહિ ઘણા હતા. અહીં સઘવી ઉદયકરણ નામનો એક ગૃહસ્થ રહેતો હતો. આ ગૃહસ્થે જિનપ્રાસાદો કરાવ્યા ઉપરાન્ત કેટલાક ઉપાશ્રયો પણ કરાવ્યા હતા. જિનબિબોની પ્રતિષ્ઠાઓ કરાવી હતી અને કેટલીએ વખત ત્હેણે 'સઘવી'નુ તિલક પણ સઘ તરફથી મેળવ્યુ હતુ વળી સોની **તેજપાલ** નામનો ગૃહસ્થ પણ અહિ રહેતો હતો આ સોની એક ધર્મિષ્ઠપુરૂષ હતો જિનમદિર, જિનબિબ, પોશાલ વિગેરે કરાવામા ઘણુ દ્રવ્ય ખર્ચ કર્યું હતુ સાતે ખેત્રોને તે હમેશા પોષતો હતો વળી આણે સવાલાખ રૂપિયા ખરચીને શ્રીસિદ્ધાચલજી ઉપરના ઋષભદેવના મૂલમદિરનો જીર્ણોદ્ધાર પણ કરાવ્યો હતો અહિ પારેખ **રાજીઆ** અને **વજીઆ** નામના બે ભાઇઓ પણ રહેતા હતા. આ ભાઇઓએ પણ ઘણા ગામોમા જિનમદિરો કરાવ્યા હતા મખમલ, મશરૂ વિગેરેના ઉત્તમોત્તમ ચદરવા–પૂઠિયા ઉપાશ્રયો અને જિનમદિરોમા મૂક્યા હતા એક વખત આ બન્ને ભાઇઓને જિનબિબોની પ્રતિષ્ઠા કરાવાનો વિચાર થયો ત્હેમણે શ્રીહીરવિજયસૂરિજીની આજ્ઞાથી આચાર્યશ્રી **વિજયસેનસૂરિજીને** પોતાના નગરમા પધરાવ્યા ઘણા દેશ, ન-

ઘર અને ગામીના સર્વોને નોતર્યાં. સારા દિવસે શ્રીસૂરિજીએ પ્રતિષ્ઠા પણ કરી.

આ વખતે વીસલનગરનો દેવજીશાહ, કે જેનું નામ પહેલાં લેવામાં આવ્યું છે, તે પણ આવ્યો હતો. આચાર્યશ્રીનો ઉપદેશ સાંભળીને આ દેવજીશાહના હૃદયમંદિરમાં વૈરાગ્ય ઉદ્ભવ્યો. ત્યારે સંસારને અસાર સમજીને દીક્ષા લેવાનો વિચાર કર્યો. એટલુંજ નહિ પરન્તુ પોતાના કુટુંબને એકઠું કરીને તમામે-પોતે, પોતાની સ્ત્રી જયવતી અને પોતાના બન્ને પુત્રો કૃષ્ણ અને રામજી, એ ચારે જણે દીક્ષા લેવાનો નિશ્ચય કર્યો. આચાર્યશ્રી પાસે જઈને દીક્ષા આપવા પ્રાર્થના કરી. તેથી સૂરિજીએ પોતાને હાથે દીક્ષા આપી.

કૃષ્ણ અને રામજી, કે જેઓનું નામ અનુક્રમે રત્નવિજય અને ધર્મવિજય રાખવામાં આવ્યું હતું તેઓ બન્ને બુદ્ધિશાળી અને વિદ્યા ભણવાને લાયક હોવાથી સૂરિજીએ તેઓને વિદ્યાભ્યાસમાં જોડી દીધા. તેઓમાં રત્નવિજય સોળજ વર્ષમાં પોતાનું આયુષ્ય પૂરું કરી સ્વર્ગે પહોંચ્યા. ધર્મવિજયને સૂરિજીએ ઘણો અભ્યાસ કરાવ્યો. નીતિ, વ્યાકરણ, ન્યાય, જ્યોતિષ અને એવા જુદા જુદા વિષયોના તેને જ્ઞાતા બનાવ્યો. તદનન્તર શ્રીધર્મવિજયમાં સારી રીતે યોગ્યતા આવ્યા પછી તેને સૂરિજીએ પંડિતપદ આપ્યું.

## કુમતિકુદ્દાલ ગ્રંથ જલશરણ

આ વખતમાં, વિજયદાનસૂરિને સૂરિપદથી કેમ થયું એ બતાવવું જોઈએ, તેના મૂળ કારણીભૂત ધર્મસાગર ઉપાધ્યાયને માનીએ, તેમનો (ઉપાધ્યાયજીનો) ગ્રંથ હાથમાં ધર્યો છે.

આચાર્ય શ્રીહીરવિજયસૂરિજી શ્રીધર્મસાગર ઉપાધ્યાય અને રાજવિમલવાચક, એ ત્રણે જણ એક સાથે અભ્યાસ કરતા હતા. તેઓ ઘણા પ્રેમપૂર્વક સાથોસાથ કઠીન વિ-

દ્વાન્ થયા. પરન્તુ, એકજ ગુરૂની પાસે ત્રણે જણે અભ્યાસ કરવા છતાં કરમને આધીન થઇ મતિભેદથી ધર્મસાગરને તે વિપરીત પરિણમ્યુ. આ વિષયમા કવિએ આ ત્રણેની ક્ષીરકદબક ઉપાધ્યાયના શિષ્ય-નારદ, વસુ અને પરવતની સાથે સરખામણી કરી છે.

ધર્મસાગરઉપાધ્યાયે ' કુમતિકુદ્દાલ ' નામનો એક નવો ગ્રથ બનાવી અભિનવ પથ કાઢવા પ્રયત્ન કર્યો તેઓ પોતાના વખાણ, અને બીજા પક્ષની નિદા કરવા લાગ્યા ત્હેમના ગ્રથમા ધર્મથી ઘણુ વિપરીતપણુ જોવામા આવ્યું અને તેવી પ્રરૂપણા પણ કરવા લાગ્યા. આ વાતની જ્યહારે વિજયદાનસૂરિજીને માલૂમ પડી, ત્યહારે ત્હેમણે વીસલનગર આવીને, નગરના ઘણા લોકોની સાક્ષીએ તે ગ્રથને પાણીમાં બોલાવી દીધો ગુરૂ આજ્ઞાથી આ ગ્રથ સૂરચદ પન્યાસે પાણીમાં બોળ્યો હતો

ગ્રથને પાણીમા બોળ્યા ઉપરાન પણ ધર્મસાગરજી પાસે એ પ્રમાણે લખાવી લીધુ કે—' આ ગ્રથની પ્રરૂપણા કરવી નહિ, વિજયદાનસૂરિ કહે તે પ્રમાણે વર્તવુ, અને ત્હેમની આણા વિના જે કઇ કહે, તે અપ્રમાણ છે '

## શ્રીધર્મસાગર ગચ્છ બહાર.

આ પછી શ્રીધર્મસાગર અહમદાવાદમા આવ્યા, અને મ્હેતા ગલાને પોતાના પક્ષમા લઇ કરીને પાછી તે ગ્રથની પ્રરૂપણા કરી અને બીજા પણ કેટલાક શ્રાવકો ગગી કર્યા આ વખતે રાજવિમલવાચક અહમદાવાદમાજ હતા ત્હેમની પાસે આવીને ગલરાજ શ્રાવકે પૂછ્યુ કે -' ત્હમે કઇ પ્રરૂપણાને માનો છો ? ' શ્રીરાજવિમલે કહ્યુ -' જહે પ્રમાણે શ્રીવિજયદાનસૂરિ કહે છે, તે પ્રમાણે હુ માનુ છુ '

ગલરાજે કહ્યું -' જહે પ્રમાણે શ્રીધર્મસાગરઉપાધ્યાય કહે છે, તે પ્રમાણે જો ન માનવુ હોય, તો અહીંથી રવાના થાઓ' શ્રીરાજવિમલ ત્યાથી વિહાય થયા, એટલે ત્હેમની પાછળ ઘાતક લોકો

કરો છો ? જે પ્રમાણે ગચ્છનાયક કહેતા હોય, તે પ્રમાણે કરવું જોઇએ અમદાવાદથી અન્યત્ર જશો, તો અન્ન-પાણી પણ પામશો નહિ તે માટે ગુરૂનુ કહેવુ માનો, અને હૃદયમા ધારણ કરો." ધર્મસાગરજીએ કહ્યુ -"હવે હુ ત્યહા જઇ પણ કેવી રીતે શકુ ? અને મ્હને તેઓ રાખે પણ કેમ ? અને જો ત્હમે આ વાત હાથમાં લેતા હો, તો ચાલો હુ તૈયાર છુ "

સકલચદ્ર ઉપાધ્યાયે તે વાત સ્વીકારી, અને સાગરજીને લઇ રાધનપુર ગયા શ્રીધર્મસાગર ઉપાધ્યાયને બહાર રાખી સૂરિજીને સમાચાર આપ્યા સૂરિજીએ સ્પષ્ટ કહ્યું કે-'મ્હારે ત્હેનુ કામ નથી'

સકલચદ્રવાચકે કહ્યુ -"મહારાજ! છોરૂ કછોરૂ થાય, પરન્તુ માબાપ તો સહન જ કરતા આવે છે હવેથી આપ જે પ્રમાણે આદેશ કરશો, તે પ્રમાણે તે વરતાવ કરશે માટે આપ ત્હેને ગચ્છ મા લઇ લ્યો. હવે પછી જો તે આજ્ઞા વિરૂદ્ધ કામ કરે, તો, તેને વધારે શિક્ષા કરવી "

સૂરિજીએ કહ્યુ —"જો ત્હેની ગચ્છમા આવવાની ઇચ્છા હોય તો 'પૂર્વસૂરિનુ વચન હુ સદ્દહુ છુ' એ પ્રમાણે-હુ કહુ તેમ લખી આપે "

ધર્મસાગર ઉપાધ્યાયજીએ તે વાત સ્વીકારી ત્હેમણે ગુરૂએ કહ્યા પ્રમાણે પટો લખી આપ્યો અને તેજ પ્રમાણે મનમા સદ્દહણા કરી સાગરજીએ જે જે વાતના મિચ્છામિદુક્કડ દીધા, તે તે બધા બોલ લખાવી લીધા જે પટો લખવામા આવ્યો, ત્હેની અદર અનેક મતા અને સાક્ષીઓ પણ થઇ આ પટો વિજયદાનસૂરિએ સ ૧૬૧૭ ની સવત્સરીની મિતિએ રાધનપુરમા બહાર પાડ્યો આની અદર મુખ્ય બે વાતો લખી —

૧ સાતથી અધિક નિહ્નવ છે, એમ કહેનાર ગચ્છનો ઠપકો પામશે.

ગચ્છ વિરૂદ્ધ નવો વિચાર કોઇએ ન કરવો. અને જો કોઇ વિરૂદ્ધ વિચાર કરશે, તો ગચ્છનો ઠપકો પામશે."

આ લેખમાં હીરવિજયસૂરિ, સકલચંદ્રવાચક, રાજવિમલ ઉપાધ્યાય, ધર્મસાગર ઉપાધ્યાય, પં૦ શ્રીકરણ, શ્રીસૂરચંદ, કુશલહર્ષ, વિમલદાન, અને સંયમહર્ષ વિગેરે જે જે સાધુઓ સાથે હતા, ત્હેમના મતા કરાવ્યા. અને પછી આ લેખ સર્વત્ર મોકલાવ્યો. આટલું થયા પછીજ ધર્મસાગરને ગચ્છમાં લીધા

તદનન્તર સં. ૧૬૨૨ માં શ્રીવિજયદાનસૂરિ વડાવલીમાં સ્વર્ગે પધાર્યા. શ્રીવિજયદાનસૂરિ પછી તેમની પાટે શ્રીહીરવિજયસૂરિ થયા. શ્રીહીરવિજયસૂરિએ, શ્રીજયવિમલને આચાર્યપદ આપી, ત્હેમનું વિજયસેનસૂરિ એવું નામ સ્થાપ્યું

## ધર્મસાગરજીનો એક વધુ પ્રપંચ.

કર્મની વિચિત્ર ગતિ છે કર્મથી રાય તે રંક થાય છે, જાણુ પણ અજાણુ થાય છે, મનુષ્યો અભિમાન ધરે છે, તે પણ કર્મથીજ. સુમતિ પણ કર્મથીજ કુમતિને ધારણ કરે છે, કર્મથીજ જીવ પોતાની કરણીને દહે છે, અનેક શાસ્ત્રો ભણવા છતાં કર્મથીજ મનુષ્યો વિવેકને છોડી દે છે, કર્મથીજ રોહિણી ઘણું જ્ઞાન ભણવા છતાં અજ્ઞાનતાથી નરકે ગઇ કર્મથીજ જમાલિએ વીરવચન માન્યું નહિ, અને કર્મથી પ્રેમલાલચ્છી ઉપર આળ આવ્યું. ત્હેવી રીતે શ્રીધર્મસાગર પણ કર્મને આધીન થઇને વારવાર ગુરૂને સ્હામે થયા. પહેલાં બે વાર શિક્ષા આપી, તોપણ તેઓને સાન આવી નહિ તેઓ તો પોતાના મતને સ્થાપન કરનારા એક પછી એક છાના છાના નવા નવા ગ્રંથો બનાવતાજ રહ્યા

ત્હેમણે એક 'પ્રવચનપરીક્ષા' નામનો ગ્રંથ બનાવ્યો, અને તે ગ્રંથ ગુરૂ (હીરવિજયસૂરિ) ની આગળ ધરીને કહ્યું કે—

'આ ગ્રંથ આપની ઇચ્છા મૂજબ શોધીને ત્હેનો દેશ-વિદેશમાં પ્રચાર કરાવો'

હીરવિજયસૂરિજીએ આ વાત સ્વીકારી. અને ખુશી પણ થયા. સૂરિજીએ બાર ગીતાર્થોને તે ગ્રંથ શોધવા આપ્યો. આ ગીતાર્થો ધર્મશાસ્ત્રના મર્મજ્ઞ હતા. તેઓએ વગર શોધે કેટલાક દિવસો રાખીને પછી શોધી દીધો એમ કહી ગુરુને આપ્યો. ગુરુ નિ કપટ હતા, તેઓએ ધર્મસાગરજીનો અંતરિક મર્મ જાણ્યો નહિ. અને સૂરિજીએ ગ્રંથ વાંચવાનો આદેશ આપ્યો અને દેશ-વિદેશમાં તે ગ્રંથનો પ્રચાર પણ થવા લાગ્યો.

બીજી તરફ સં. ૧૬૨૮ ની સાલમાં, લોંકાના આગેવાને પોતાનો મત તજીને હીરવિજયસૂરિની આજ્ઞા માનવી શરૂ કરી.

**શ્રીહીરવિજયસૂરિ અકબરના દરબારમાં.**

આ પછી શ્રીહીરવિજયસૂરિને અકબરપાદશાહે પોતાને ત્યાં તેડાવ્યા, સં. ૧૬૩૯ ની સાલમાં શ્રીસૂરિજી બાદશાહને મળ્યા. સૂરિજીના ઉપદેશથી બાદશાહ ઘણો ખુશી થયો. તેણે સૂરિજીને પ્રાર્થના કરી કે —" આપને જે જોઈએ તે માંગો. દેશ, ગામ, ધન, હાથી, ઘોડા, જે માંગો તે આપવાને હું તૈયાર છું "

સૂરિજીએ કહ્યું —' અમે સાધુ છીએ, અમારે તે વસ્તુઓ પૈકી કંઈપણ ખપી શકે નહિ

બાદશાહે કહ્યું — જ્યારે એમ છે, તોપણ કંઈ ને કંઈ તો આપ માગણી કરોજ

સૂરિજીએ છેવટે જણાવ્યું કે —' જો તમારી એવીજ ઇચ્છા છે, તો જ્યાં જ્યાં આપની આજ્ઞા ચાલતી હોય, તે તમામ સ્થળે કોઈ જીવ ન મારે, એવો હુકમ કરવો જોઈએ. ગાય, બેલની જકાત ન લેવી અને તમામ તીર્થોનાં લેવાતાં મુંડકાં પણ મુક્ત કરી દેવાં જોઈએ.

બાદશાહે સૂરિજીના વચનથી એક વર્ષમાં છ માસ જીવદયા પ્રવર્તાવી. જજીઆવેરો મુક્ત કર્યો. અને એવાં જે જે વચનો સૂરિજીએ કહ્યાં, તે બધાં માન્ય કર્યાં

## ધર્મસાગરની ધાંધલ.

આવા પ્રસંગમા ગુજરાતની અંદર ધર્મસાગરજીએ પાછી ધાધલ ઉઠાવી. ઠેકાણે ઠેકાણે ક્લેશો થવા લાગ્યા પરપક્ષવાળાઓને બિલકુલ મળવાનુ બધ કર્યું. ખરતરગચ્છવાળાઓ સાથે પાટણમાં મ્હોટો વિવાદ ઉભો થયો. શ્રાવકોને ઘણાજ ખરચમા ઉતરવું પડ્યું. અને ઠેકાણે ઠેકાણે સાગરજીના અનેક દુશ્મનો ઉભા થયા.

જ્હારે આ વાત હીરવિજયસૂરિએ સાભળી, ત્હારે તેઓ શીઘ્ર બાદશાહની સમ્મતિ લઇને ગુજરાતમાં આવ્યા સૂરિજીએ પાટણમા આવીને, વર્તમાનમા ચાલતી તમામ ધાધલ કેવી રીતે શાન્ત કરી દેવી, એ સબધી વિચાર કર્યો અને એ વિચાર કરીનેજ સૂરિજીએ બાર બોલનો પટો બહાર પાડ્યો

## સૂરિજીના બાર બોલ.

પ્રથમ બોલ—શ્રીધર્મસાગરજીએ પોતાના ગ્રથમા લખેલ કે–પોતાની શક્તિ હોય તો પરપક્ષીને પાછા પાડવા અને કષ્ટ આપવુ, એટલા માટે પ્રથમ બોલ એ કાઢ્યો કે–'કોઇએ પરપક્ષીને કઠિણ વચન ન કહેવુ '

બીજો બોલ—સાગરજીનુ કહેવુ છે કે-'પરપક્ષી નોકાર ગણીને પાપ વધારે છે, તેનુ ધર્મ-કર્મ અનુમોદવા યોગ્ય નથી.' તે ખોટુ છે પરપક્ષી જે કઇ ધર્મ કરે તે, અનુમોદવા યોગ્યજ છે કેમકે જ્હારે મિથ્યાત્વીમા રહેલા માર્ગાનુસારીના ગુણો અનુમોદવા યોગ્ય છે, તો પછી જૈનમાજ રહેલા પરપક્ષીનુ શુ કહેવુ ?

ત્રીજો બોલ—જે કોઇ વિપરીત પ્રરૂપણા કરશે, પરપરા અને શાસ્ત્ર વિરૂદ્ધ જે અશુદ્ધ પ્રરૂપણા કરશે અને ગચ્છનાયકને પૂછ્યા વિના કઇ કાર્ય કરશે, તે ગચ્છનાયકના ઠપકાને પાત્ર થશે.

ચોથો બોલ—સાગરજીએ પોતાના ગ્રથમા લખ્યુ છે કે—' પરપક્ષીએ ગ્રહણ કરેલ દેહરા, જિનવરના બિબ તે હોળીના રાજા

એવું આપ્યું તે ખોટું છે. જિનરાજની પ્રતિમા, કેવળ આચાર્યે પ્રતિષ્ઠિત કરેલી પ્રતિમા અને દ્રવ્યલિંગીના દ્રવ્યથી બનેલી પ્રતિમા, એ ત્રણે વાંદવા યોગ્ય નથી. બાકીનાં જિનબિંબોને વાંદવામાં અજાણ્યુ એમને નહિ જાણતાં શંકા પણ ન કરવી. તેને પૂજવાથી પાપનો નાશજ થાય છે.

પાંચમો બોલ—ઉપર જે ત્રણ પ્રકારની નહિ વાંદવા યોગ્ય પ્રતિમાઓ કહી, તે પણ જો સ્વપક્ષીને ઘરે હોય, તો તે વંદનીય જ છે, જો અન્યપક્ષી ચારિત્રધારીએ વાસક્ષેપ કર્યો હોય તો. આ સિવાય પ્રતિમાનો આકાર હોય, તે પણ વંદનીય જ છે.

છઠ્ઠો બોલ—સાધુની આકાર સાધુની પ્રતિમા કહેલ છે.

આ વખતે ધર્મસાગરજીએ પ્રશ્ન કર્યો કે— જો આપ મુનિની પ્રતિમા માનતા હો, તો પછી પરપક્ષીની પ્રતિમા વાંદવી કેમ કહો? કેમકે—જે એક અક્ષર નીમ કરે, તેને સિદ્ધાન્તમાં ઉત્સૂત્રભાષી કહેલ છે. અને જો ઉત્સૂત્રભાષી હોય, તે સાધુ કેમ કહેવાય? અને જ્યારે સાધુજ ન કહેવાય, તો પછી તેની કરેલી પ્રતિષ્ઠાવાળી પ્રતિમા વંદન યોગ્ય કેમ હોય શકે? વળી જો તેમને સાધુ કહેવામાં આવતા હોય, તો તે કેવા સાધુ? અહિં તના સાધુથી ભિન્ન હોઇ, તેમાં જૈનપણું જ કેમ કહી શકીએ? અને જો તમે તેમાં સાધુપણું સહતા હો તો પછી તેઓને વાંદતા કેમ નથી?

સાગરજીની આ વાત સાંભળીને શ્રીહીરવિજયસૂરિજીએ કહ્યું —

જો તમે તેમને જૈન નહિ માનો, તો કયા દર્શનમાં માનશો તે બતાવો. કેમકે દર્શન તો છજ કહેલાં છે તેમનો વેષ દેખીને તમે કેના સાધુ કહેશો? હવે કદાચિત્ તેમના જિન-તીર્થંકર જુદા જણાતા હો, તો તે બતાવો કે એ જિનનું અને તેમનું માતા પિતાનું નામ શું? ત્યારે કહે પછી કે—તેમના અને સ્વપક્ષીના જિન એકજ છે અને ચોવીસીના દીપ ૬૪ ધર્મનો

ઉચ્છેદ થઇ શકે નહિ વળી તેઓનુ જો કઇપણ લેખામા ન ગણાતુ હોય, તો પછી ચોભગી શા શાટે કહેવામા આવી? કેમકે ત્હેમા તો ત્હેમને દેશથી આરાધક કહ્યા છે, અગર તેમનામા જો સાધુપણુ ન હોય, તો જૂઓ ઠાણાગસૂત્રની અદર કહેલી તે ચોભગી વળી મુનિમા દ્રવ્ય, ભાવ, નામ અને સ્થાપના, એ ચાર નિક્ષેપા ઘટાવ્યા છે ત્હેમા ભાવ અને થાપના ન હોય, ત્હા દ્રવ્ય અને નામ ન હોય, એવુ કઇ નથી. ત્હા તો ચારે આરાધક કહ્યા છે. ત્હેમનામા સાધુપણુ કઇ બાધતુ નથી

હવે રહી વાદવાની વાત ત્હેને માટે માત્ર એકજ દૃષ્ટાન્ત જૂઓ. કુલબી ( કણબી ), ભાટ અને રાજપૂત, એ લોકોની છાશ લઇ શકાય છે, પરન્તુ પાણી કે રાધેલુ અન્ન લેવાતુ નથી કેમકે ત્હેવો વ્યવહાર નથી. ત્હેવી રીતે વ્યવહારથીજ વદણા થતી નથી કહેવાની મતલબ કે તેઓમા સાધુપણુ કોઇ અશે છે, માટે તેમના પ્રતિષ્ઠિત બિબો વાદવાને યોગ્યજ છે ”

**સાતમો બોલ**—સ્વામિવાત્સલ્ય કરતા સગપણના કારણે જો કોઇ પરપક્ષી આવી જાય, તો તે સ્વામિવાત્સલ્ય નિષ્ફળ જાય છે, એમ જે કહેવામા આવે છે, તે ખોટુ છે અહિં, એમ નિષ્ફળ કહેવાવાવાળા એવી યુક્તિ આપે છે કે–ખીરના ભાજનમા વિષનુ બિદુ પડવાથી, તે બધી ખીર નકામી થઈ જાય છે, ત્હેવી રીતે સ્વામિવાત્સલ્ય પણ સમજવુ પરન્તુ આ યુક્તિ ઠીક નથી ધારો કે ચાર હજાર માણસો એક સ્વામિવાત્સ્યમા જમતા હોય, ત્હેની અદર ચાર માણસો પરપક્ષીના આવ્યા હોય, તેનાથી ચાર હજાર માણસોને જમાડ્યાનુ પુણ્ય કઇ ફોક થઈ શકે નહિ એકના લીધે બીજાનુ પુણ્ય ઠેલાઇ શકાતુ નથી જ્હેમ વિષમિશ્રિત ખીરના ભાજનમા અલ્પ અમૃત નાખવામા આવે, તો તે ખીર નિર્વિષ થઇ જાય છે, તેમ સ્વામિવાત્સલ્યના પુણ્યથી તે ( દોષ ) પણ નષ્ટ થાય છે તેટલા માટે સ્વામિવાત્સલ્ય ફોક થતો નથી

આઠમો બોલ—સર્વ થકી નિહ્નવ એક, અને દેશથી નિહ્નવ સાત કહ્યા છે. તે સિવાય બીજા બધાઓને જે નિહ્નવ કહે છે, તેમાં સમકિત રહેતું નથી.

નવમો બોલ—સ્વપક્ષીનો યોગ ન મળે, પરપક્ષી સાથે જે યાત્રા કરવામાં આવે, તે નિષ્ફળ થાય છે, એમ કહેવું ખોટું છે. પરપક્ષીઓ સાથે પણ કરેલી યાત્રા નિષ્ફળ થતી નથી. બલ્કે સંસાર તરવામાં આલમ્બનભૂત થાય છે.

દશમો બોલ—પરપક્ષી સાથે કોઇએ હોંસીને ચર્ચા ન કરવી. કદાચિત્ તે (પરપક્ષી) હોંસીને ચર્ચા કરે, તો શાસ્ત્ર અનુસારે શાન્તિથી ઉત્તર આપવો. પરન્તુ ક્લેશ વધે તેમ ન કરવું.

અગીયારમો બોલ—જે 'કુમતિકુદ્દાલ' નામનો ગ્રંથ સાંભળતાં જાણ થઇ છે, તે ગ્રંથ શ્રીવિજયદાનસૂરિએ ચતુર્વિધ સંઘસમક્ષ જળશરણ કર્યો છે. માટે તે ગ્રંથમાંનું એકપણ વચન જે કોઇ ગ્રંથમાં હોય, તે ગ્રંથ પણ અપ્રમાણ માનવો.

બારમો બોલ—અવિધિપક્ષવાળાં સ્તવનાદિ પ્રભુની આગળ કહેતાં કોઇએ નિષેધ ન કરવો. પરપક્ષીએ બનાવેલ સ્તુતિ-સ્તવનાદિને તુચ્છ અને અર્વાચીન ભોજનની માફક ગણી નિષેધે છે, તે ખોટું છે. કેમકે જ્યારે નાસ્તિકો કુમતિને છોડીને જિનસ્તુતિ કરે છે, તે કાદાચિત્કને જ બને છે. માટે અમે તેઓએ પણ કરેલી જિનસ્તુતિ હોય, તે કહેવામાં બાધ નથી.

એ પ્રમાણે બાર બોલનો પટ્ટો લખવામાં આવ્યો, અને તેની ઉપર દરેક ગીતાર્થોએ મત્તું પણ કર્યાં. આ પટ્ટો ગામોગામ મોકલી અને પર્યુષણામાં ગીતાર્થો વાંચવા લાગ્યા. દેશ, નગર, પુર, ગામ દરેક સ્થળે આ પટ્ટો વંચાયો અને સર્વત્ર શાંતિ ફેલાઇ ગઇ.

આટલું છતાં ધર્મસાગરજી કુમતિની વાસનાને છોડતા નહિ અને પોતાની પ્રરૂપણાનો અભ્યાસ બરાબર રાખતા.

સાગરજીના મિચ્છાદુક્કડ.

બારબોલનો પટ્ટો લખાયા પછી સાગરજી વિગ્રરગ લાગ્યા. તેઓએ અમદાવાદમા આવીને ઘણા શ્રાવકોના મનમા સદેહ ઘાલી દીધો અને પાછુ પોતાનુ સ્વરૂપ પ્રકટાવ્યુ.

જ્યહારે આ વાત ગચ્છનાયક શ્રીસૂરીશ્વરે જાણી, ત્યહારે તેઓ વિહાર કરતા રાધનપુર આવ્યા અહિ આવીને વિચાર કરવા લાગ્યા કે–'હવે આને શિક્ષા કરવાનો બીજો ઉપાય શો? આગળ પણ ત્હેને ઘણીવાર શિક્ષા દીધી, પરન્તુ તે નિર્લજ્જને કઈ સાન આવતી નથી હવે શાન્તિની શિખામણથી ત્હેની લાજ વળશે નહિ. કેમકે કહ્યું છે કે —

" સિદ્ધિ ચાકિની અનઇ વલી ચોર ઓલપટ નઈ પાપી ઘોર,
કરી કદાગ્રહ કુગતિ પડ્યો સનિપાતાદિક રોગિ નડ્યો ૨૯૭
એ ૭ અલપિ ન આવઇ ઠામિ થોડઇ કરઇ નવિ આવઇ ઠામિ
હોઇ ઉપચાર જો જગિ જાગતો તો ઉનમાદથી હોઇ ભાગતો ' ૨૯૮

એ પ્રમાણે વિચાર કરીને શ્રીહીરવિજયસૂરિજીએ, શ્રીશાન્તિચદ્રવાચકને કહ્યુ કે —

'ત્હમે અમદાવાદ જાઓ, અને ત્યહા રહી કરીને શુદ્ધ આણા પળાવો, ત્યહા ધર્મસાગર વાચક છે, ત્હેને કહેવુ કે —

" ત્હમને સ ૧૬૧૭ ની સાલમા શિખામણ આપી, તે શુ સાભળતી નથી? સ ૧૬૧૯ મા પણ શિક્ષા આપી હતી, ત્હેને યાદ કરો. વળી સ ૧૬૪૬ મા બાર બોલનો પટ્ટો લખ્યો, તે પણ શુ ભૂલી ગયા? આટલુ થવા છતા ત્હમે ત્હમારા આગ્રહને છોડતા નથી. ત્હમે શાસ્ત્રવિરૂદ્ધ પ્રરૂપણા કરીને શા માટે ગચ્છમા ભેદ કરો છો? ત્હમે ત્હમારા મુખથી શ્રીસઘની સાક્ષીએ મિચ્છામિદુક્કડ દો. નહિ તો ગચ્છનો ત્હમારે ઘણો ઠપકો વેઠવો પડશે "

આ પછી શાંતિચદ્રજી અમદાવાદ આવ્યા ત્હેમણે શહેર

અને તેના ઉપર સાગરજી અને બીજાઓના મતાં કરાવ્યા. પછી દરેક પોતપોતાને સ્થાનકે ગયા ક્લેશ મટી ગયો અને શાંતિ થઇ તોપણ છાના છપનાં સાગર ક્યાય ક્યાય તો પોતાનો મત જરૂર પ્રકાશનાજ રહ્યા.

## 'સર્વજ્ઞશતક' ની ઉત્પત્તિ

કહેવત છે કે-લીંબડે કેરી લાગતી નથી, કૌચવૃક્ષે કેળા થતા નથી, દૂધથી એળીયો મીઠો થતો નથી, દૂધ પાવાથી પણ સર્પ નિર્વિષ થતો નથી. ઘણા દિવસ સુધી દૂધથી ધોવામા આવે તોપણ કાગડો ધોળો થતો નથી અને દોરડી બળી જવા છતા તેનો આમળો મટતો નથી ત્હેવી રીતે ઘણી ઘણી વખત સમજાવ્યા અને મિચ્છાદુક્કડ દેવરાવ્યા છતા ધર્મસાગરે પોતાનો સ્વભાવ છોડ્યો નહિ સાગરના પક્ષી બાવન જણાઓને સંઘ બહાર કર્યા, છતા સાગરે પોતાનુ અભિમાન છોડ્યું નહિ, અને પોતાનો મત સ્થાપવાને 'સર્વજ્ઞશતક' નામનો એક અભિનવ ગ્રંથ બનાવ્યો. આ ગ્રંથની અંદર સાગરજીએ પોતાનો-વિપરીત પંથ આલેખ્યો, વળી પાચ બોલ ઉત્થાપવાને છાના છાના પ્રયત્નો પણ કરવા લાગ્યા. આથી સાગરને ત્રણ ગામ-અમદાવાદ, પાટણ, રાધનપુરમા રહેવાનો નિષેધ કરવામા આવ્યો અને તેથી તેઓ સૂરતમા જઇને રહ્યા

બીજી તરફ **શ્રીહીરવિજયસૂરિના** પટ્ટધર **શ્રીવિજયસેનસૂરિએ અકબરબાદશાહની** સભામા વાદીઓનો પરાજય કર્યો. ચોમાસુ બાદશાહની પાસેજ રહ્યા, ત્ય્હા શાસનની ઘણી પ્રભાવના થઇ. વળી બાદશાહે **શ્રીનંદિવિજયની** પાસે આઠ વિધાનો સધાવ્યા આ વિધાનો જોઇ બાદશાહ બહુ ખુશી થયો અને **શ્રીનંદવિજયને** '**ખુશફહમ**'નુ ટાઇટલ આપ્યુ બાદશાહે વિજયસેનસૂરિની સમ્મતિ મેળવીને **નંદિવિજયને** પોતાને ત્ય્હા રાખ્યા જ્ય્હારે **વિજયસેનસૂરિ** ત્ય્હાથી વિહાર કરતા કરતા **મહિમનગરમા** આવ્યા અને સંઘની વિનતિથી ત્ય્હા ચોમાસુ રહ્યા

પ્રતિષ્ઠાનુ કાર્ય થયા પછી સૂરિજી ત્યાંથી વિહાર કરી દેલવાડે પધાર્યા, અને ચોમાસુ પણ ત્યાંજ કર્યું

અહિં પોતાના આયુષ્યના અવસાનના ચિહ્નો જોઇને સૂરિજીએ શ્રીવિજયસેનસૂરિને તેડાવા માટે સઘને સૂચના કરી સઘે વિજયસેનસૂરિ ઉપર પત્ર લખી જણાવ્યુ કે–'સૂરિજીના શરીરની શક્તિ બહુ મદ થઇ છે, માટે ગુરૂવદન કરવા જલદી અહિં આવો અર્થાત્ રસ્તે પડ્યા પછીજ પાણી વાપરવાનુ પણ કામ કરશો.'

પત્ર પહોચતા **મહિમનગર** નગરથી સઘની સમ્મતિપૂર્વક **વિજયસેનસૂરિએ** વિહાર કર્યો અને પાટણમા આવીને પર્યુષણા પર્વ કર્યું. પર્યુષણા કરીને વિજયસેનસૂરિએ વિહાર કરવાની તૈયારી કરી, ત્હેવામા એક બીજો પત્ર ત્હેમને મળ્યો આ પત્ર હીરવિજય સૂરિજીના કાળ કર્યા સબધીનો હતો ત્હેની અદર લખ્યુ હતુ કે–'ભાદરવા સુદિ ૧૧ના દિવસે રાતની ૭ ઘડી જતા અનશન કરી, નવકાર મત્રના ધ્યાનપૂર્વક સૂરિજી સ્વર્ગે પધાર્યા છે'

આ સમાચારથી વિજયસેનસૂરિએ આગળ વિહાર ન કર્યો, અને પાટણમાજ ચોમાસુ કર્યું ચોમાસુ ઉતરે સૂરિજીના થૂભને વદન કરવાના ઇરાદાએ પાટણથી વિહાર કર્યો અને શત્રુજયની યાત્રા કરી, ઉના જઇ ઘણા શ્રાવક-શ્રાવિકાઓ સાથે ગુરૂસ્તૂભને ભાવપૂર્વક વદણા કરી અને અતઃકરણમા ભાવવા લાગ્યા કે—'ખરેખર મ્હને જ્હે કઇ સુખ કે આલ્હાદ છે, તે બધો ગુરૂશ્રીહીરવિજયસૂરિનોજ પ્રસાદ છે' તે પછી હીરવિજયસૂરિજીની પાસે જ્હે જ્હે ગીતારથો હતા, તેઓને પોતાની પાસે બોલાવીને સુખ–સયમની વાર્તા પૂછી, અને હીરવિજયસૂરિએ શુ હિતશિક્ષા આપી છે? તે પણ પૂછ્યુ

હીરવિજયસૂરિએ, સાધુઓને જ્હે હિતશિક્ષા આપી હતી, તે વિજયસેનસૂરિએ સાભળી અને મનમા ધારી પણ લીધી

વિજયસૂરિના વચનોની પ્રરૂપણા કરતા હતા. આથી ધર્મસાગરજીના અનુયાયી શ્રાવકોએ ત્હેમની સાથે વાદ ઉઠાવ્યો. શ્રાવકો હીરવિજયસૂરિજીના બોલોને ઉથાપવામા લગારે શકા પણ ન કરવા લાગ્યા આ વખતે સૂરતના સઘમા સૂરો વ્હોરા મુખ્ય હતો. તે સાગરજીના પક્ષનો હતો. ત્હેનુ સઘમા એટલુ બધુ ચાલતુ હતુ કે–તમામ લોકો ત્હેની આજ્ઞાને લોપતા નહિ. આખો સઘ ત્હેની આગળ 'હાજી' 'હાજી'જ કરતો આમ હતુ છતા, ગુરૂભક્ત મુનિયો તો સહન ન કરતા રોજ બરાબર ઉત્તર આપતા આમ કરતા કરતા ક્લેશ વધી પડ્યો બન્ને પક્ષમાથી એકે પક્ષવાળા લગારે સહન કરવા ન લાગ્યા આ હકીકત ગુરૂ ( સૂરિજી ) પાસે ગઇ ગુરૂને બન્ને ઉપર ગુસ્સો થયો. ત્હેમણે ઝટ બન્ને પક્ષવાળાઓને શાન્ત થઇ જવા પત્ર લખ્યો વળી એ પણ લખ્યુ કે–'સાધુ–શ્રાવકોએ અહિ વાદવા માટે આવવુ '

શ્રાવકોને શિખામણ આપી કહ્યુ કે-'મુનિસાથે આવા તીખા વચન શામાટે બોલો છે ? જ્હે આરાધ્ય છે, ત્હેની વિરાધના ન કરો, કારણકે ગુરૂવાણીને લોપી શકશો નહિ '

પ૦ કનકવિજયજીને કહ્યું કે–'શ્રાવકોથી શામાટે બોલીને દુ ખ ધારણ કરો છો '

ત્યહારે કનકવિજયજીએ કહ્યુ —"મહારાજ ! આ વૃત્તાન્ત બહુ મોટુ છે સૂરતના સાગરના અનુયાયી શ્રાવકો બહુ બોલકા છે તેઓ ગુરૂશ્રી હીરવિજયસૂરિજીને એવી તો ગાળો ભાડે છે કે તે કોઈ પણ રીતે સહન થઇ શકે જ નહિ, મ્હારૂ ચાલે તો હુ બહુમાનપૂર્વક જ તેઓને શિખામણ આપુ "

આ સાભળી ગુરૂની રીસમા ઘટાડો થયો અને તેમના ઉપર પાછી કૃપાદૃષ્ટિ કરી

તે પ કીનુ ચોમાસુ સૂરતમા કરવા માટે કલ્યાણવિજય

ઉપાધ્યાયને આજ્ઞા આપી. તેઓ તથાસ્તુ કહીને હીરવિજયસૂરિના વચનામૃત ઉપદેશ આપવા લાગ્યા, કે જે ઉપદેશથી ઘણાએ પણ પ્રતિબોધ પામવા લાગ્યા. આ સાંભળીને સાગરના મતવાળા લોકોનાં મન વિચલિત થયેલાં જાણીને જ ધની ભાઈ કશાં કહી શકતા નહિ. સાગરનો અનુયાયી સૂરો જોશી, જેમ તેમ બોલવા લાગ્યો, અને કનકવિજયવાચકના વચનોની અવગણના પણ કરવા લાગ્યો. પરન્તુ વાચક તો તેને મોંઢે ન આવતાં જેમ બોલવું હોય, તેમ બોલવા દેવાજ લાગ્યા.

બીજી તરફ કનકવિજયવાચકે એક નવો ઉપાય રચ્યો. તેઓ ધીરે ધીરે સાગરપક્ષના અનુયાયીઓને પોતાના પક્ષમાં કરી લીધા. સાગરપક્ષીય જોશી જૂઠો, સાહ ગોપી, જોશી નાનજી, શાહ ભાણ, કે જે સાગરપક્ષમાં મુખ્ય ગણાતો હતો, તે અને શિવજી, વર્ધમાન, સોમજી એ સહુ મળી ચાર ભાઈઓ અને બીજા ઘણા શ્રાવકોને હીરવિજયના રાગી કર્યા. ઉપર્યુક્ત ચાર ભાઈઓની ઘણી સારી પ્રસિદ્ધિ હતી. તેઓએ ધર્મનાં ખાસ ખાસ પ્રયો કર્યાં હતાં. તેઓએ સંઘની સાથે શત્રુંજય, ગીરનાર, આબૂ વિગેરેની યાત્રા કરી હતી, સંઘની ભક્તિ કરી હતી અને હીરવિજયસૂરિની પણ સેવા કરી હતી. આ સિવાય શાહ નાનજી, નાથજી, અને કૃષ્ણદાસ કે જેઓ દાન-શીલ-તપ-ભાવની વિશેષ આરાધના કરતા હતા. કલ્પવૃક્ષની માફક વાંછિત વસ્તુઓને આપવાવાળા હતા, સાધુ સાધ્વીની ઘણી ભક્તિ કરતા હતા અને દુર્બલ તથા દુઃખી મનુષ્યોને સુખદાન પણ આપતા હતા, સંઘવી ધનજી, તેજપાલ, વર્ધમાન, અને નાથજી એ વિગેરે સજ્જન ઘણા શ્રાવકોને તેઓએ પોતાના રાગી કરી લીધા.

આ બધા લોકો સૂરા જોશીને પણ સમજાવવા લાગ્યા, પરન્તુ તે બિલકુલ નરમ ન થયો. અને ઘણુંઘણું બોલવા લાગ્યો. સૂરો જોશી, આચાર્ય કે ઉપાધ્યાય કોઈને માનતો નહિં ઘણા ગ્રંથો તેણે ઉત્થાપ્યા. એટલુંજ નહિં પરન્તુ બાર બોલને પણ ઉત્થાપ્યા. હીરવિ-

" હીરવિજયસૂરિજીની સમક્ષ પણ ગામોના સંઘની રૂબરૂમાં આરોપિત અને બીજી કેટલીએક શાસ્ત્ર વિરુદ્ધ કરેલી પ્રરૂપણાઓ માટે સાગરે માફી માગી મિચ્છામિદુક્કડં દીધાં હતાં. તેનો અપલાપ કરીને પણ આજ સાગરે 'સર્વજ્ઞશતક' ગ્રંથ બનાવ્યો હતો. તે પણ શાસ્ત્ર વિરુદ્ધ હોવાથી વિજયસેનસૂરિએ તેમને દૂર કર્યા અને 'સર્વજ્ઞશતક' ગ્રંથને અપ્રમાણ કર્યો, તે સો કોઈ જાણે જ છે, માટે જે કોઈ તે ગ્રંથને વાંચશે, વંચાવશે, તે ગુરુની આજ્ઞા બહાર ગણવામાં આવશે. વળી તે ગ્રંથના લીધે સાગરોને પણ દૂર કર્યા છે, માટે તેઓને પણ કોઈએ આદર આપવો નહિ. અને જે કોઈ તેઓની સાથે આહાર પાણી કરશે, અથવા કોઈ જાતનો વ્યવહાર રાખશે, તે પણ સંઘથી બહાર ગણવામાં આવશે. વિજયદેવસૂરિએ તે સાગરોને મંડળમાં છે માટે તેમને પણ ગચ્છથી બહાર કરવામાં આવે છે. તેમણે પોતાના ગુરુની મર્યાદા લોપી છે, તે માટે સુવિહિત સાધુઓનો એ મત છે કે—સાગરો અને સાગરોને આશ્રય આપનારાઓ સાથે અમારે કોઈ જાતનો સંબંધ નથી. અગર સાગરપક્ષવાળા ગુરુનું વચન માને, તો તે અમારી સાથે ભળે. વિજયદેવસૂરિએ પણ તેઓને લીધેલા હોવાથી અમે તેમને પણ વાંદીશું નહિ. જો તેઓ સાગરોને ગુરુની આજ્ઞા પળાવીને સેવશે તો ખુશીથી અમે તેમને વાંદીએ.

આ પ્રમાણેનો ઠરાવ સમસ્ત સંઘે કર્યો, અને તેની નકલો ઘણી ઠેર ગામે ઉપર મોકલી દીધી. એટલું જ નહિ પરન્તુ ઠેર ઠેકાણે સાધુઓને આદેશ કરી દીધા, એટલે સાગરોને કોઈ પેસવાને દેવું નહિ.

નેમિવિજય વાચકે જાહેર કરી દીધું કે— હું ગુરુવચનને માનનારો છું માટે જેઓ ગુરુવચનની આરાધના કરતા આગળ જેમ તેઓ ખુશીથી મ્હારી પાસે આવી જાઓ. આથી સાગરો બહુજ ચિડાયા અને તેથી તેમણે કોર્ટનો આશરો લઈ તેમને હુકમ પહોંચાડવાનો ઇરાદો કર્યો.

## સાગરો ઉપર વધારે સખ્તાઇ

જ્યહારે સોમવિજય વાચકે આ હકીકત જાણી ત્યહારે ત્હેમણે સાગરોની કારવાઇ પહેલાજ બદોબસ્ત કરવાનો વિચાર કર્યો તેઓ અબદુલ્લાખાનને મળ્યા અને મનોહર વચનોથી ખૂબ ખુશી કર્યો.

અબદુલ્લાખાને કહ્યુ'–' મ્હારા લાયક કાર્ય હોય તે બતાવો, હુ આપના દુશ્મનોને સખ્ત શિક્ષા કરીશ.' વાચકજીએ કહ્યુ —' અમારો કોઇ દુશ્મન નથી પરન્તુ અમારો એક ગુરૂભાઇ હતો તે ગુરૂઆજ્ઞાથી વિરૂદ્ધ થયો અને ત્હેણે એક ગ્રથ બનાવ્યો, જહેમા ગુરૂને ગાળો લખી છે આ ગ્રથને ત્હેના પક્ષના કેટલાક લોકો વાચે છે, તેથી અમારૂ દિલ બહુ દુખી થાય છે, માટે આપ જો કઇ પ્રયત્ન કરીને તેઓને અટકાવો તો સારૂ '

અબદુલ્લાખાને કહ્યુ ' હમણાજ હુ તેઓને બોલાવવા માટે પત્ર લખી આપી માણુસ મોકલુ છુ ' એમ કહી એક એહદીને હાજર થવાનુ ફરમાન લખી આપ્યું અને કહ્યુ કે—' બન્નેને બાધીને અહિં લાવો ' ( બે કોણ તે નામો જણાવ્યા નથી ) ફરમાન લઇને સીપાઇ ના આવ્યાનુ જહેવુ વિજયદેવસૂરીએ જાણ્યુ ત્હેવાજ તે ચાર મ્હોટા માણુસોને મળ્યા ભણુસાલી દેવરાજ, નગરશેઠ દોસી વેણીદાસ, દોસી મનીઓ અને શાહ નાના વધૂઆ–એ ચારને અમદાવાદ વાચક પાસે મોકલ્યા, ત્હેમણે વાચકને કહ્યું કે—' આપ અમારૂ વચન માનો અને આ વખતે ત્હેમને બચાવો ' વાચકે કહ્યુ —' જો તેઓ ગુરૂ વચનને માને તો એની મેળે લાજ રહેશે ત્હમે ત્હેને પૂછાવો કે ચોમાસુ ઉતરે વિજયદેવસૂરિએ અમદાવાદ આવવુ ન હિવિજયને મળીને એક વિચાર નક્કી કરી સાગરોની પાસે મિચ્છામિ દુક્કડ દેવરાવી મતુ કરાવવુ અને જ્યહા સુધી તેમ ન કરે ત્યહા સુધી દુર રાખવા આ પ્રમાણે જો ત્હેને મજૂર હોય તો ત્હમારૂ વચન માન્ય થઇ શકશે '

કે—" અગર તેઓ એ પ્રમાણે કબૂલ કરતા હોય કે—' પહેલા જ્હે થયું તે થયું પણ હવે અમે કોઈનુ લખ્યું માનશું નહિ ચોમાસુ સાથેજ કરીશુ ' તો ભલે રાખો " તે લોકોએ એ પ્રમાણે કબૂલ કર્યું, એટલે બધા સાથે રહ્યા અહિ એકંદર અગિયાર ઠાણુાએ ચોમાસુ કર્યું ત્હેમા પાચ વિજય અને ૭ સાગર હતા વાચક વિગેરે બાદરપુરમાં ચોમાસુ રહ્યા વીરવિજય પન્યાસ ઇદલપુરમાં રહ્યા અને જસસાગર, દર્શનવિજય, રામવિજય વિગેરે શહેરમા રહ્યા એ પ્રમાણે અગીયારે ઠાણા ભેગા રહ્યા અને અ દરખાનેથી શ્રાવકોને પોતપોતાના રાગી કરવા લાગ્યા દર્શનવિજય શ્રાવકોને હીરવિજયસૂરિના વચનો અને છત્રીસબોલ સ ભળાવતા અને સાગર મતને ઢીલો કરતા. આમ કરવાથી ઝટ બે તડ પડી ગયા એટલે દર્શ-નવિજયના પક્ષમા પણ ઘણા લોકો થઇ ગયા તેથી તેઓ ઘણા ખુશી થયા વિજયરાજવાચક દર્શનવિજયને ઘણુ માન આપતા વળી આ ગામના બે ચાર અધિકારી શ્રાવકો હતા, ત્હેમને પણ હીરવચ-નના અનુરાગી કર્યા આથી સાગરો વધારે ક્રોધિત થવા લાગ્યા અને વિજયદેવસૂરિ ઉપર બધી હકીકતના પત્રો લખ્યા ત્હેમણે ( વિજય દેવસૂરિએ ) સ ઘ ઉપર ઠપકાનો પત્ર લખ્યો, પરન્તુ કોઇએ દરકાર કરી નહિ

આ વખતે મેઘવિજયવાચકના શિષ્ય ઇ દ્રવિજય ઉપર ત્હેમને વધારે રીસ આવી હતી. કારણ કે—ભાનુચ દ્રવાચકની આગળ ત્હેણે સમસ્ત વૃ-ત્તાન્ત કહ્યુ હતુ તે વાચક ભાનુચ દ્રજીનો બોલ લઇને અજમેર પહોચ્યો પરન્તુ તે દરમીયાન ખ ભાતથી સાગરે એક મ્હોટુ ફરફરીયુ લખી મોક-લ્યું કે 'જીવવિજય પ ડિત ત્હમારી આજ્ઞાની અવગણના કરેછે ' આથી ત્હેણે ઠપકો લખ્યો, પરન્તુ ક ઈ કાર્ય સિદ્ધિ થઇ નહિ તે (જીવવિજય) મ્હોટા તપસી હતા, નિરીહ હતા, તેથી ત્હેમની આજ્ઞા કોઇ લોપતુ નહિ ત્હેને હીરવચનો ઉપર શ્રધા હતી, અને સાગરોનો સ ગ ગમતો ન્હોતો, તે વિજયસેનસૂરિના શિષ્ય હતા અને ઘણા વૈરાગ્ય-

એક પત્ર લખ્યો ત્હેમા લખ્યુ કે-' આપ અહિં પધારો, અથવા તો સોમવિજયવાચક પાટણ પધારે ' વિજયદેવસૂરિએ વળતો જવાબ આપ્યો કે—' મ્હને આવવામા શુકન સારા થતા નથી, તેમ વાચકે અહિં આવવાનુ પણ કાઇ કામ નથી માટે જ્હેમ મનમા આવે, તેમ કરશો. ' અમદાવાદના સંઘે એક પત્ર ખભાતના સઘ ઉપર લખ્યો, ત્હેમા લખ્યુ કે—' જો ગુરૂઆજ્ઞા ઉત્થાપિને સાગ-રોને લેશો તો અપકીર્તિ થશે માટે હવે તો અમદાવાદ આવી, વાચકને સમજાવી, સાગરો પાસે મિચ્છામિદુક્કડ દેવરાવી કપટ રહિતપણે કલેશ ટાળશ્યો, તો તો સારૂ થશે, નહિ તો પછી ત્હમે ત્હમારૂ જાણો ઠીક નહિ થાય '

આમણે વળતો ઉત્તર આપતા લખ્યુ—' જ્હે કરવુ હતું, તે કરી દીધુ છે હવે ત્હમારે જ્હે કરવુ હોય તે કરો. ' મેઘવિજય ઉપાધ્યાયે પણ એક પત્ર લખ્યો કે—' ત્હમે આવીને ગુરૂઆણા પળાવો, જેથી પાપ દૂર થાય ' ત્હેમને પણ ઉપરનોજ જવાબ આપ્યો ઘણ ઘણ સમજાવવા છતા વિજયદેવસૂરિ એકના બે ન થયા આવા પ્રસગમા વળી એક બીજી હકીકત આ પ્રમાણે બની—

## દુષ્ટ પ્રયત્નોમાં નિષ્ફળતા

બાદશાહનુ ફરમાન લઈને મકરૂબખાન ગુજરાતમા આવતો હતો, જ્યહારે તે જાલોરમા આવ્યો, ત્યહારે ત્યહા ત્હેને ભાનુચદ્ર ઉપાધ્યાયની સાથે મુલાકાત થઈ મકરૂબખાને ઘણા માનપૂર્વક ત્હેમને પૂછ્યુ કે—' મ્હારા લાયક કઇ કામ હોય તે ફરમાવો ' વાચકે—' હીરવિજયસૂરિના વચનો ઉત્થાપીને સાગરો અમને દુ ખદાયી થયા છે. ત્હેમા વળી વિજયદેવસૂરિ તેઓને મળી ગયા અને અલગજ બધુ માડયુ તે વિજયદેવસૂરિની ત્હેમને સહાયતા મળવાથી હવે તેઓ ખુલ્લા ખુલ્લા હીરસૂરિના વચનોને ઉત્થાપીને આખા ગચ્છને ભાડે છે ' આ સાભળી મકરૂબખાને કહ્યું —' સિદ્ધિચદ્રજી જો મ્હારી સાથે

નહિ અને પોતાના મતો છોડ્યા નહીં છેવટે રાજાએ પોતાની પાસે બોલાવી શાબાશી આપી એ પ્રમાણે સિદ્ધિચંદ્રજીને પોતાના પક્ષમા લેવા માટે વિજયદેવસૂરિ અને બીજા સાગરપક્ષવાળાઓએ કરેલા પ્રયત્નો નિષ્ફળ ગયા સિદ્ધિચંદ્રજીએ તો વિજયસેનસૂરિની પરંપરાને બરાબર પાળી

## બીજા આચાર્ય માટે વિનંતિ.

આ પછી નંદિવિજયજી વાચક, સિદ્ધિચંદ્ર કવિ અને બીજા પણ ગીતાર્થો મળીને સોમવિજયવાચકને પ્રાર્થના કરવા લાગ્યા કે—' હવે આપે હીરપરંપરા રાખવા માટે બરાબર પ્રયત્ન કરવાની જરૂર છે હવે જો નવા આચાર્ય સ્થાપન કરવામા આવે, તોજ ગુરૂની લાજ રહી શકે તેમ છે ' સોમવિજયજીએ ગંભીરતા પૂર્વક ઉત્તર આપ્યો કે—' આપણે ઉતાવળ કરવાની કંઈ જરૂર નથી ધીરે ધીરે બધુ ઠીક થશે ' આમ સાધુઓને સમજાવી શ્રાવકો પાસે પાછો વિજયદેવસૂરિને આવવા માટે પત્ર લખાવ્યો એમ એકજ વાર નહિ, પરન્તુ કેટલીએ વાર પત્રો લખ્યા, પરન્તુ ત્હેમની તરફનો એકજ જવાબ આવતો રહ્યો કે—' જોહે કરવુ હતુ તે કર્યું છે હવે ત્હમારે પાલવે તેમ કરો. ' વળી ખંભાતનો સંઘ અમદાવાદ આવ્યો અને સંઘના આગેવાનો સંઘવી સોમકરણ, શાહ સોમો વિગેરે સોમવિજયજીને કહેવા લાગ્યા કે—' જો આપ અમારૂં એક વચન માનો તો કોઈ ઉપાયે મેળ થાય તેમ છે ' સોમવિજયજીએ તે વાત સ્વીકારી, ત્હારે ત્હેમણે કહ્યુ—' વિજયસેનસૂરિએ જોહે પટો ગ્રંથ માટે લખ્યો છે, તે વિજયદેવસૂરિના નામે લખવામા આવે '

સોમવિજયજી વાચકે કહ્યુ કે—' જો તેઓ માનતા હોય, તો અમને તેમ કરવામા વાંધો નથી ' તે પછી સંઘે એક પત્ર વિજયદેવસૂરિ ઉપર લખ્યો તેમ એક પત્ર પાછો સોમવિજયજી વાચકે પણ લખ્યો

આટલુ બધુ લખતાં છતા પણ ઉત્તર તો તેજ આવ્યો કે—
'કરવું હતુ તે કરી દીધુ છે. હવે ત્હમારે પાલવે તે કરો!'
જ્યહારે આ રીતે પણ ત્હેમણે ન માન્યુ ત્યહારે સઘની આજ્ઞા નહિ માન્યાની હકીકત સંઘે ખાનને જણાવી ખાને પોતાના તરફથી એક પત્ર લખ્યો ત્હેમા લખ્યુ કે—'ત્હમે અહિ આવો, હુ મેળ કરાવી દઈશ' આના જવાબમા ત્હેમણે જણાવ્યુ કે—'ત્યહા આવવામા શુકન સારા થતા નથી' આવો ઉત્તર વાચી ખાને સઘને અને સોમવિજયજી વિગેરેને એકઠા કરી કહ્યુ કે –'હવે ત્હમે શા માટે વિલબ કરો છો? તે ત્હમારો થવાનો નથી, માટે બીજા આચાર્યને સ્થાપન કરો વાચકે કહ્યું, જો કોઇ રીતે તે માને તો ઠીક છે, નહિ તો પછી તે તો છેજ.'

## બે મુનિઓ પાટણમા

સોમવિજય વાચકે વિજયદેવસૂરિને મનાવવા માટે બે સાધુઓને પાટણ મોકલ્યા તેઓ પાટણ જઈને વિજયદેવસૂરિને વિનયપૂર્વક કહેવા લાગ્યા કે—"અમને સોમવિજય વાચકે મોકલ્યા છે અને ત્હેમણે કહેવડાવ્યુ છે કે–આપ અમદાવાદ પધારો અને પૂજ્ય ગુરૂના વચનો પળાવીને ગચ્છને શોભાવો જો આપ ત્યહા ન આવવા માગતા હો, તો તેઓ અહિ આવવા ખુશી છે" આ સાભળી વિજયદેવસૂરિએ કહ્યુ,—'જાઓ, સાગરો કોઇ પ્રકારનુ મતુ કરશે નહિ અને મિચ્છા દુક્કડ પણ દેશે નહિ' મુનિયોએ કહ્યુ;—'આપ એમ કેમ કહો છો? આમ કરવાથી શું ગુરૂવચન રહી શકે? શોભા તો ગુરૂવચન આરાધતા અને સયમ પાળતા રહે છે અને ત્હેની વિરાધનાથી તો જમાલીની માફક થાય આપને ખબરજ હશેકે–હેમચદ્રાચાર્યે રામચંદ્રસૂરિને ભલામણ કરી હતી કે બાલચદ્રને પદ આપવુ નહિ પરન્તુ અજયપાલે એક એવો ફદ કર્યો અને રામચદ્રને કહ્યું કે–બાલચદ્રને પદ આપો, નહિ તો અગ્નિશિલા ઉપર સૂઇ જાઓ પરિણામે રામચદ્ર અગ્નિશિલા ઉપર સૂતા અને બાલચદ્રને પદ

ગચ્છ પરપરા રાખવાને આ પ્રમાણે કરવામા કઇ દોષ નથી. એમ વિચારી સઘે દરેકની અનુમતિ લેવાનો ઠરાવ કર્યો. સૂરત, ખભાત, બુરાનપુર, અને શીરોહી વિગેરે તમામ સ્થળેથી અનુમતિના પત્રો મગાવી લીધા પછી રાજનગરનો સઘ, નદિવિજય ઉપાધ્યાય, સિદ્ધિચદ્ર પડિત વિગેરે બધાઓએ મળી સોમવિજય વાચકને પ્રાર્થના કરી કે—' હીરપરપરા રાખવાને માટે આપણે આચાર્ય સ્થાપવા જોઇએ ' સોમવિજયજી વાચકે વિચાર્યું કે—' હવે 'હા' 'ના' કાની ન કરવી જોઇએ. સઘને તીર્થકર પણ પ્રણામ કરે છે તે સઘનુ વચન રાખવુ ' એમ વિચારી ત્હેમણે પણ સમ્મતિ આપી એકદર સોમવિજય ઉપાધ્યાય, નદિવિજયજી ઉપાધ્યાય, ખભાતમા રહેલ મેઘવિજય ઉપાધ્યાય, વિજયરાજ વાચક, ધર્મવિજય ઉપાધ્યાય, ભાનુચદ્ર ઉપાધ્યાય, સિદ્ધિચદ્રજી કવિ વિગેરે તમામની એક સમ્મતિ થઇ ગઇ, તે ઉપરાન્ત ઠેકાણે ઠેકાણેથી સાધુઓના સમ્મતિ પત્રો પણ મગાવ્યા, તદનન્તર વડશાખાના વિજયસુદરસૂરિની પાસે રામવિજય પડિતને પોષ શુદિ ૧૨ ને બુધવારના દિવસે વિજય મુહૂર્તમા આચાર્ય પદવી અપાવી અને વિજયસેનસૂરિની પાટ ઉપર સ્થાપન કરી ત્હેમનુ વિજયતિલકસૂરિ નામ આપ્યુ આ વખતે સિદ્ધિચદ્રજીને વાચકપદ આપ્યું સંઘે મ્હોટો ઉત્સવ કર્યો, ચતુર્વિધ સઘ એકઠો થયો, મકરૂબખાનના માણસો પણ સાથે આવ્યા, મ્હોટા મ્હોટા હાથીઓ અને ઘોડા શણગાર્યા. અનેક પ્રકારના વાજિત્ર, છડી, ચામરો વિગેરે ધૂમધામ સહિત ગુરૂ શિકદરપુરમા આવ્યા અહિં, ત્હેમણે ઉપદેશ આપ્યો, સોમવિજય વાચકે અહિં ત્હેમને વદણા કરી, પછી વિજયતિલકસૂરિનો શહેરમા પ્રવેશ કરાવ્યો સોના રૂપાના નાણાથી શ્રાવકોએ પૂજા કરી અને બીજું પણ ઘણુ ધન ખરચ્યુ ઇત્યાદિ અનેક પ્રકારના ઠેકાણે ઠેકાણે ઉત્સવો થયા, તે પછી ધનવિજય પડિતને વાચકપદ આપ્યું, એ પ્રમાણે આઠ વાચકો થયા સમસ્ત તપાગચ્છના અનુયાયીયો એકઠા થયા. અને પછી દેશદેશમા આદેશ પત્રો મોકલાવી દીધા.

હવે વિજયતિલકસૂરિ ગચ્છની સંભાળ રાખવા લાગ્યા. વિજયતિલકસૂરિના આદેશથી નંદિવિજય ઉપાધ્યાય માળવામાં ગયા અને ત્યાં માંડવમાં રહ્યા. ત્યાં ભૂપતિ સાથે તેમને સારો સંબંધ થયો. રાજાએ પણ તેમનો સારો સત્કાર કર્યો. આ વખતે ત્યાં જહાંગીર બાદશાહ હતો. જહાંગીર બાદશાહે કહ્યું— " आपके मिलनेसे मुझे आनंद हुआ है। आपके देखनेसे मुझे भानुचंद्रजी याद आते हैं, अगर उनको यहां बुलावें तो बहुत आनंद हो "

અહીંથી એ બેઉ બાદશાહનું ફરમાન પત્ર લઈને અમદાવાદ આવ્યા. અમદાવાદમાં મકરૂબખાનને તે પત્ર આપ્યો. આ પત્ર વાંચી તેઓ ગુરુ ( વિજયતિલકસૂરિ ) પાસે આવ્યા. આ વખતે ભાનુચંદ્રજી શીરોહીમાં હતા. ત્યાંથી ભાનુચંદ્રજીને બોલાવ્યા અને તેમના સ્થાનમાં ધર્મવિજયજી નામકને મોકલ્યા. તેજપાલ મહેતા ઘણા ખુશી થયા. ભાનુચંદ્રજીએ તે દેશ ધર્મવિજયજીને સોંપી દીધો અને પોતે અમદાવાદ આવ્યા. અમદાવાદમાં વિજયતિલકસૂરિએ તેમને ઘણું માન આપ્યું. મકરૂબખાન આવી મળ્યા અને આપને બાદશાહ જહાંગીર બોલાવે છે એવા સમાચાર આપ્યા. તે પછી તેઓએ ત્યાંથી વિહાર કર્યો અને શીઘ્ર માંડવ આવી પહોંચ્યા. બાદશાહને મળ્યા. બાદશાહને બહુ આનંદ થયો. બાદશાહે કહ્યું— हमारे पुत्र शाहरयारको आप हमेशां धर्मकी तालीम दीजिए, जैसे पहेलेसे हमारे पिता आपके पास सुनते थे। भानुचंद्रजी! आप पर हमारा स्नेह बहुत है। आप मेरे लायक अगर कोई कार्य हो तो कहिए " ભાનુચંદ્રે કહ્યું.—"આપના પિતાજીની પાસે હીરવિજયજીસૂરિ આવ્યા હતા. તેમને જગદ્ગુરુના પદથી વિભૂષિત કરવામાં આવ્યા હતા. તે પછી વિજયસેનસૂરિ આવ્યા, તેમને

'મોહવશ' થી વિજયદેવસૂરિને આચાર્ય પદ આપ્યુ તેઓ ગુરૂ-વચનના લોપી થઇને સાગરોને મળી ગયા છે તેઓ ઘણો ક્લેશ કરે છે મ્હોટા ગુરૂના વચનોને માનતા નથી અને મનમાની ચલાવે છે, એટલા માટે અમે ત્હેમને છોડીને બીજા આચાર્યને સ્થાપન કર્યા છે, પરન્તુ તેઓ પૂર્વાચાર્યોની નિદા ન કરે એવો આપ પ્રબધ કરો " બાદશાહે કહ્યુ —જહેવુ તમારૂ કામ હશે, તેમ અમે કરી દઇશુ

એ પછી ભાનુચદ્રજી ઉપાશ્રયે આવ્યા અને હમેશા બાદશા-હના પુત્ર શાહરયારને ભણાવવા લાગ્યા બાદશાહે ગુજરાતમા અમદાવાદ, વડોદરા, અને સૂરત વિગેરે સ્થળે પત્રો લખી મોકલ્યા અને ત્હેમા ઘણી શીખામણો લખી ત્હેમના લખવા પ્રમાણે બરાબર ચાલવા લાગ્યુ

## બુરાનપુરમાં મ્હોટુ રમખાણ.

બુરાનપુરમા પાચ વિજય અને છ સાગર, એમ અગિયાર ઠાણાએ ભેગુ ચોમાસુ કર્યું હતુ, એ હકીકત પહેલા બતાવવામા આવી છે ત્હેમા દર્શનવિજય અને જસસાગર વિગેરે શહેરમા હતા અને વિજયરાજ બાદરપુરમા હતા

આવા પ્રસગમા વળી એક મ્હોટુ તોફાન જાગ્યુ એક વખતે ચો માસામાજ દર્શનવિજયજી એકદમ બુરાનપુરથી માંડવમા ભાનુચદ્ર વાચકજીની પાસે આવ્યા વાચકજીએ બહુ આશ્ચર્યયુક્ત પૂછયું – આપ ચોમાસાની અદર એકાએક, ક્યાંથી ? પહેલા કઇ સમાચાર પણ ન આપ્યા ' દર્શનવિજયજીએ કહ્યુ —"પહેલા બે વખત બધી હકીકત લખીને માણસ સાથે જણાવ્યુ હતુ, પરન્તુ ત્હેણે કઇ કામ કર્યું નહિ ત્હેમા વળી સાગરોએ એક મ્હોટુ ધીંગાણુ ઉઠાવ્યુ જ્યહારે તેણે વાચક પદ સ્થાપવાની વાત જાણી, ત્યહારે પોતાનો સઘ અલગ કર્યો વળી સવત્સરીના દિવસે બપોરે દેવજુહારીને નિકળતા ગોડી બાઈના ઉપાશ્રય આગળ એક મ્હોટો ઝઘડો થયો તે લોકોએ આપણા

દિવસે અમે બધાઓએ રોજા કર્યા હતા અને જ્યહારે અમે મંદિરના દર્શન કરવા નીકળ્યા, ત્યારે તે લોકોએ તોફાન શરૂ કર્યું અને મારવા લાગ્યા ત્હેમના જેવા કોઇ અન્યાયી અને લુચ્ચા નથી તેઓ મ્હોટા ગુન્હેગાર છે અને ભાનુચન્દ્રજીના શિષ્યો બધા શાણા છે ત્યહાથી હું ભાનુચન્દ્રજીને કહેવાને માટે આવ્યો પછી તેમની આજ્ઞાથી આપની પાસે આવ્યો છું ”

સુલતાને બધી વાત સાભળી લીધી ત્હેણે એક ફરમાન ખુરમસુલતાન ઉપર લખીને માણુસ મોકલ્યુ. દર્શનવિજય પણ બુરાનપુર સાથે આવ્યા ખુરમસુલતાને સહી કરીને તે માણસને પકડી લાવવા સીપાઇઓને આજ્ઞા કરી ‘ બાદશાહનો માણુસ આવ્યો છે, ’ એમ જાણીનેજ પેલા ગુન્હેગાર નાસ–ભાગ કરવા લાગી ગયા. ત્હેમા જીવરાજ અને ભોજૂ મોની એ બે સિપાઇઓને કબજે આવી ગયા સિપાઈઓએ કહ્યુ —तुमने भानुचंद्रजी के शिष्यों को क्यों मारे ? तुम बादशाहके बडे गुन्हेगार हूए हो । ’ -એમ કહી તેઓને સાથે લીધા માણેકચોકમા લાવીને બરડામા સોટીયોના ખૂબ પ્રહાર કર્યા ત્હેમને ઉંચે બાધીને મારવા માટે દોર નાખવામા આવ્યા આ વખતે મહાન કોલાહળ મચી ગયો

## ગુન્હેગારોની માફી

જ્યહારે તેઓને બાધીને રાજાપાસે લઇ જવા લાગ્યા, ત્યહારે તેઓ સઘને પગે પડી કરગરવા લાગ્યા અને હાથ જોડીને કહેવા લાગ્યા કે—‘ અમને કોઇપણ રીતે બચાવો ’ સંઘને દયા આવી અપકારીનો પણ ઉપકાર કરવો, એ સજ્જન પુરૂષોનું કામજ છે સઘે બધમાથી છોડાવ્યા આથી સઘની વધારે પ્રતિષ્ઠા થઇ પછી સંઘે તેમને કહ્યુ કે—‘ અમે તમને છોડાવ્યા છે ખરા, પરંતુ દર્શનવિજયજી કહે, તેમ ત્હમારે કરવુ પડશે. ’ સઘ, સીપાઈઓ અને તે ગુન્હેગારો બધા દર્શનવિજયજી પાસે આવ્યા સંઘે દર્શનવિજ-

ચંદ્રને કહ્યું— હવે આ લોકોને માટે શું કરવું? દર્શનવિજયજીએ કહ્યું — જેમ તમને—આપને ઉચિત લાગે, તેમ કરો. સૂરિએ એક ફરમાન કર્યો કે— બધા ઉપાશ્રય તાળી લેવા. અને પછી તેઓને છૂટા કરવા. તે પછી સૂરિનો પુત્ર અને ભોજુ સોનીનો ભાઇ ઉપાશ્રયે આવ્યા. ત્યાં તેમણે ઘરેણાં, પૂઠીયાં, ચંદરવા વિગેરે કોઈપણ વસ્તુ ઉપર અમારો હક નથી. એમ લેખનું લખી આપ્યું. તેના ઉપર ખુરમની મહોર થઈ અને મોકલ કર્યું. ખુન્દેમાધોએ સઘળા ઓળાઓમાં ખાડુ નાંખી બાળી મુકી. પછી તેઓને ઘેર જવાની છૂટ આપી. ખુન્દેમાધોના વિદાય થતાં સૂરિએ કહ્યું — અમારી ભલાઈને ધ્યાનમાં લેજો અને તમારાં દર્શનને યાદ કરજો. દર્શનવિજયજીએ કહ્યું કે— સંવત્સરીના દિવસે બધા ખામણાં કરી લેજો. પણ અત્યારે તો એક બીજાને ખમાવી લ્યો. તથાપિ એક બીજાને ખમાવ્યા અને દરેક પ્રકારની શાન્તિ થઈ ગઈ. બાદશાહ તરફથી આવેલ સીપાઇને સમજાવીને ઓઢવ મોકલી દીધો. અને ભાનુચંદ્ર અને સિદ્ધિચંદ્રને પણ બધી હકીકત જણાવી દીધી.

બાદશાહની શિખામણ.

ભાનુચંદ્ર અને સિદ્ધિચંદ્રજીએ જ્યારે બાદશાહને આ બધી હકીકત જણાવી, ત્યારે બાદશાહને લાગ્યું કે— આ બધું અનુચિત થાય છે. તે બન્ને પક્ષોને એક કરી દેવા જોઈએ. એમ વિચારી બાદશાહે બન્ને આચાર્યોને બોલાવ્યા. બન્ને આવ્યા. બાદશાહે પૂછ્યું કે— ‘ तुम्हारा आपसमें मामला क्या है ? सो कहो ! ’ સાગરે નેમિસાગરે કહ્યું — ગુરુ ! મુખ્ય શિષ્યને આ લોકો માનતા નથી. વચમાં જ ભાનુચંદ્ર બોલી ઉઠ્યા કે— અનો રંક, અને, મુખ્યશિષ્ય તો તેજ હોવાનું કે જે હીરજીના ગચ્છને માન આપતા હોય. હીરવિજયસૂરિએ અમને ચોટા કર્યા. એ વાતને નહિ માનવાનુંજ આ પરિણામ છે. સાગરે કહ્યું — અમ લાખા છે. બાદશાહે વિજયસેનસૂરિને પૂછ્યું—‘ क्यों विजयदेवसूरि,

क्या वात है ?' વિજયદેવસૂરિએ કહ્યુ —જબરદસ્તીથી ગ્રથને ખોટો ઠરાવે છે '

બાદશાહે કહ્યું —यद्यपि उन्होंने जवरदस्तीसे भी झूटा किया है, तौ भी तुमने गुरुका नाम प्रसिद्ध किया । अव, अगर उस पीरके वचनको सच्चा मानते हो, तो ग्रंथको झूटा मानो। और यदि ग्रंथको सच्चा मानते जाओगे, तो गुरुवचनमें नहीं रह सकोगे।' એટલામા સાગરે કહ્યુ–'જો ગ્રથમાથી કઈ ખોટી વાત બતાવી આપવામા આવે તો હેને સુધારવાને માટે અમે તૈયાર છીએ ' તે ઉપર બાદશાહે કહ્યુ —'क्या गुरुसे भी तुम्हारा ज्ञान बढगया, जो ग्रथको सच्चा कहते हो ? । अगर गुरु वचनको नहीं मानोगे, तो तुम्हारी कीर्ति वढेगी नहीं। जाओ, अपना अपना काम किया करो । कभी लड़ना झघडना नहीं।' ભાનુચદ્રે વિજયતિલકસૂરિનો પરિચય કરાવતા કહ્યુ —જાઓ આજ સાચા ગુરૂ છે જહેમનુ નામ વિજયતિલકસૂરિ છે અને હેમનુ જ્ઞાન પણુ પાકુ છે '

સાગરો અહિ બહુ અપમાનિત થયા. રાજસભા બરખાસ્ત થઈ વિજય પક્ષવાળાઓનો વિજય થયો સૌ ઉઠી ઉઠીને વિદાય થયા વિજયતિલકસૂરિ ગુજરાતમા અમદાવાદ આવ્યા સાથે રાજા પણુ આવ્યો ભાનુચદ્ર પણુ સાથે આવ્યા અમદાવાદમા આવ્યા પછી સારી રીતે વિજયસેનસૂરિની પાટ વિજયતિલકસૂરિ શોભાવવા લાગ્યા

## પદોની પ્રભાવના

હવે આચાર્ય વિજયતિલકસૂરિ વિચરવા લાગ્યા, તેઓ ગ્રામાનુગ્રામ વિહાર કરતા શીરોહી આવ્યા શીરોહીના શ્રાવકોએ ઘણો દ્રવ્યવ્યય કરી અનેક ઉત્સવો કર્યા અહિ ઘણા ગીતાર્થોએ આવીને હેમને વદણા કરી મુનિવિજય વાચકના શિષ્ય દેવવિજય કવિ બાવન

મુનિઓ સાથે આવ્યા હતા. એમ અનેક બીજાઓ પણ સાગરમતનો ત્યાગ કરી તેમને આવી મળ્યા. પછી શુભ મુહૂર્તે વિજયતિલકસૂરિએ ઘણાઓને પદવીઓ આપી. મુનિવિજયના શિષ્ય હેમવિજયપંડિત, વિમલહર્ષ વાચકના મુનિવિમલ, હીરવિજયસૂરિના શિષ્ય દયાવિજય, એ વિગેરેને વાચકપદો આપ્યાં. ઘણા પ્રતિપક્ષિઓ તે વિષયમાં અનેક વાતો કરતા. કેટલાકો એમ પણ બોલતા કે કહો, શું કર્યું છે! અસ્તુ.

## આચાર્યપદની સ્થાપના

આ પછી વિજયતિલકસૂરિએ પોતાનું ટૂંકું આયુષ્ય જાણી સર્વને પૂછીને નવા આચાર્ય સ્થાપવાનો વિચાર કર્યો. અને રાજનગરથી સોમવિજયવાચકના શિષ્ય કમલવિજયજીને તેડાવ્યા, અને તેમને સં ૧૬૭૬ ના પોષ સુદિ ૧૩ ના દિવસે આચાર્યપદ પર સ્થાપન કરી વિજયાનંદસૂરિ નામ આપ્યું. તે વખતે વિજયતિલકસૂરિએ તેમને શિખામણ આપતાં કહ્યું —

" શ્રીવીરપ્રભુની પટ્ટપરંપરામાં હીરવિજયસૂરિ આવેલા છે. તેમની પાટે વિજયસેનસૂરિ થયા, તેઓએ જેમ હીરપટ પદ આપેલી છે તેવી રીતે તમે પણ આપજો. વળી એઓ અમારી પરંપરા લોપી હતા તેઓ ગચ્છથી અલગ થઈ ગયા છે, હવે તમે આચાર્ય સમુદાય જેમ સુખથી સંયમનો નિર્વાહ કરે, તેવી રીતે આજ્ઞા પાળજો અને તપાગચ્છની મર્યાદાને સારી રીતે જાળવજો. વળી કોઈને દીક્ષા આપો તે પણ સુપાત્રતાની પરીક્ષા કરીને જ આપજો. કેમકે કુપાત્રને આપેલી દીક્ષા બહુ દુઃખદાયક થઈ પડે છે." આ વાત ઉપર એક આગમના બે મુનિઓની કથા પણ કહી સંભળાવી. પછી બધાઓની સમતિ લઈને વિજયતિલકસૂરિએ અણસણ કર્યું.

## વિજયતિલકસૂરિનો સ્વર્ગવાસ.

વિજયતિલકસૂરિએ પોતાના દરેક પ્રમાદની આલોચના કરી. અને અણસણ કરી નવકારમંત્રનું ધ્યાન કરતા થકા, સંવત ૧૬૭૬ ના પોષ સુદિ ૧૪ ના દિવસે ચડતા દિવસે તેમનો સ્વર્ગવાસ થયો. વિજયતિલકસૂરિના નિર્વાણથી વિજયાનંદસૂરિને ઘણો ખેદ થયો.

વિજયાનન્દસૂરિનો વિહાર

વિજયતિલકસૂરિએ આપેલી શિખામણો સ્મરણમા રાખીને વિજયાનન્દસૂરિ ગ્રામાનુગ્રામ વિચરવા લાગ્યા અને શુદ્ધ દેશના આપવા લાગ્યા તેઓ વિચરતા વિચરતા મેવાડમા આવ્યા. મેવાડમા પણ ત્હેમણે ઘણો ઉપદેશ આપ્યો. ત્હેમના ઉપદેશમા ખાસ કરીને સાગરમતથી વિરૂદ્ધની બાબતો મુખ્ય રહેતી. ત્હેમની દેશનાથી ઘણા પ્રાણિયો સમકિત પામ્યા કેટલાક દૃઢ મનવાળા થયા અને કેટલાકોએ કુમતને છોડી દીધો કેટલાકોએ દીક્ષાઓ લીધી અને કેટલાકો દાન-શીલ-તપ-ભાવરૂપ ચતુર્વિધ ધર્મની આરાધનામા તત્પર થયા.

આ વખતે ત્હેમની સાથે મેઘવિજય વાચક, નન્દિવિજય વાચક, ધનવિજય ઉપાધ્યાય, દેવવિજય વાચક, વિજયરાજ વાચક, દયાવિજય વાચક, ધર્મવિજય વાચક અને સિદ્ધિચન્દ્રજી વાચક એમ આઠ વાચકો અને બીજા કેટલાક પંડિતો, જેઓ વાદ કરવામા બહાદુર હતા, તે રહેતા હતા

પ્રસ્તુત રાસના પ્રથમ અધિકારનો ઉપસંહાર કરતા કવિએ જણાવ્યુ છે કે—

સંવત્ ૧૬૭૩ પોષ શુદિ ૧૨ને બુધવારના દિવસે વિજયતિલકસૂરિને આચાર્યપદ મળ્યુ હતુ અને સં ૧૬૭૬ના પોષ સુદિ ૧૩ના દિવસે ત્હેમના પટ્ટધર વિજયાનન્દસૂરિની આચાર્યપદવી થઈ હતી. તે પછી કર્ત્તા ૧૫૩૨ મી કડીમા પોતાનો પરિચય આપી ૧૫૩૩ અને ૧૫૩૪ મી કડિયોમા રાસનો પ્રથમ અધિકાર પૂરો કર્યાનો સંવત્ બતાવે છે આ છેલ્લી કડિયોમાથી નીચેની હકીકત પ્રકટ થાય છે

રાજવિમલના શિષ્ય મુનિવિજય ઉપાધ્યાય, જેઓ વીસનગરના રહીશ હતા, અને જ્હેમના પિતાનુ નામ કેશવશા અને માતાનુ નામ સોમાઈ હતુ, ત્હેમના શિષ્ય દર્શનવિજયજી એ આ રાસનો પ્રથમ અધિકાર સં. ૧૬૭૯ના માગશર વદિ ૮ રવિવારના દિવસે બુરહાનપુરમા બિરાજમાન શ્રીમનમોહન પાર્શ્વનાથના પસાયથી પૂરો કર્યો

કે–' તે બધાઓને ગચ્છથી બહાર કરવા, અને સાગરમતનો પ્રચાર કરવો ' એ પ્રમાણે આપસ આપસમા મ્હોટો વિખવાદ ઉભો થયો અને સાગરમતવાળા ઉન્માદ કરવા લાગ્યા વિજયદેવસૂરિના સાધુઓ વિજયદેવસૂરિને કહેવા લાગ્યા કે–' ત્હમે ગચ્છને છિન્ન ભિન્ન કરી નાખ્યો હવે સમુદાય ઠેકાણે કેમ રહી શકશે? ' ચારિત્રવિજય વાચક વિગેરે દૃઢચિત્ત થયા, અને તેઓ સાગરપક્ષથી લગારે ડરવા ન લાગ્યા આથી શાન્તિદાસશેઠ ખૂબ ગુસ્સે થયા, અને તેઓ વ્યાખ્યાનમા આવીને સભા વચ્ચે ખૂબ જોર જોરથી કહેવા લાગ્યા કે–'નવસ ઘાડા ગચ્છ બહાર કરવામા આવે છે ', વળી તેઓને વાદે ત્હેમને સોગન પણ દીધા. તે પછી કેટલાક સાધુઓએ વિજયદેવસૂરિને એકાતમા ખૂબ ટાઢા બોલ સભળાવ્યા અને કહ્યુ કે—' જો ત્હમે સાગરનુ અનુસરણ કરશો, તો ત્હમારો દહાડો માઠો આવશે ત્હમારે એકલા ફરવુ પડશે, અને કોઇ માનશે પણ નહિ અને અમે વિજયાનદ-સૂરિને માનીશુ "

વિજયદેવસૂરિએ વિચાર કર્યો કે—' મ્હારૂ વિચાર્યુ મનમા રહી જશે, અને જહેમ પહેલા સાત વાચકો રીસાઇને મ્હને મૂકી અલગ થઇ ગયા, તેમ વળી આ અલગ થઈને બેસશે તો શુ ફાયદો? એમ વિચારી વિજયદેવસૂરિએ કહ્યુ—' ઠીક છે આપણે એક પટો લખીએ, અને તે પ્રમાણે વર્તવાને આપણે બધા તૈયાર રહીએ ' તે પછી બધાઓને ખુશી કરવાને એક પટો લખ્યો, અને તેમા લખ્યુ કે—' સર્વજ્ઞ શતક ગ્રથ અપ્રમાણ છે ' આ પટા ઉપર જ્યહારે સાગરોએ મતા કરવાની ના પાડી, ત્યહારે સૂરિજીએ સાગરોને ગચ્છ બહાર કર્યા આથી શાન્તિદાસશેઠ વિજયદેવસૂરિથી અલગ થયા, અને તેમને મકાનથી પણ બહાર કાઢયા છેવટે વિજયદેવસૂરિએ વિજયાનદસૂરિની સાથે સધી કરવાનો મનમા નિશ્ચય કર્યો

બ આચાર્યોની એકતા

વિજયદેવસૂરિએ વિચાર કર્યો કે–સાગરો મારૂ લીલુ કરે તેવા નથી તેઓની કપટપટુતાથી હુ અત્યાર સુધી તેમની પાછળ તણાયો.

વળી કોઇએ એક બીજાની સાથે રાગદ્વેષ રાખવો નહિં અને મર્યાદા પ્રમાણે એક બીજાની સાથે વંદન વ્યવહાર ચાલુ રાખવો અને જેને જે પદવીઓ છે તે જેમની તેમ કાયમ રાખવી ”

વિજયદેવસૂરિએ પોતાના હાથે આ લેખ લખ્યો વિજયાનંદસૂરિએ લખ્યુ કે—‘ જો ગુરૂવચન લોપવામા નહિ આવે તોજ તમારી આજ્ઞા બધા પાળશે ’

**રંગમાં ભંગ.**

બીજી તરફ શાન્તિદાસ શેઠને જ્યારે આ વાતની ખબર પડી, ત્યારે તેઓ આવીને કહેવા લાગ્યા કે—‘ એમની સાથે સંધી કરવી સારી નથી તેમના મલીન મનને તમે જાણી શકયા નથી આ મેળાપ મ્હને તો હુ ખકારી લાગે છે વિજયાનંદસૂરિએ કહ્યુ કે—‘નહીં નહીં, અમારા મનમા કંઇ રોષ નથી માત્ર હૃદયમા જે ખોટી પ્રરૂપણા હતી તેજ આ બધા કલેશનુ કારણ હતુ અને તે નીકળી ગયા પછી કલેશ રહેજ શાનો ? ’

એ પ્રમાણે અધિક ચૈત્ર મહીનાની નોમના દિવસે સંઘવીને ઉપાશ્રયે આ પ્રમાણે બધા મળી ગયા તે પછી વિજયદેવસૂરિની પાસેના મ્હોટા સાધુઓ સંઘની સાથે કાળુપુર ગયા ત્યા વિજયાનંદસૂરિને વંદન કરી વિનતિ કરવા લાગ્યા કે–આપ શહેરમા પધારો અને હવે બન્ને ( આપ અને વિજયદેવસૂરિ ) સાથે રહો સંઘે કરેલા મ્હોટા સામૈયા પૂર્વક તેઓ શહેરમા આવ્યા વિજયદેવસૂરિને વંદણા કરી કલેશ મટી ગયો એવામા એક મ્હોટુ વિઘ્ન આવ્યુ શાન્તિદાસ શેઠે ત્યાની કચેરીમા હુકમ મેળવી સાધુઓને પકડાવવા માટે કેટલાક પોલીસોને ઉપાશ્રયે મોકલ્યા તેઓ ‘ મારો ’ ‘પકડો ’ કરતા ઉપાશ્રયે આવ્યા પરંતુ સારે નસીબે ઉપાશ્રયમાથી સાધુઓ નીકળી ગયા અને શાહ નાનજીના ઘરમા બે દિવસ રહી તેઓ ઈડર તરફ રવાના થઇ ગયા વિજયદેવસૂરિ, વિજયાનંદસૂરિ અને તેમના કેટલાક સાધુઓ ઈડરમ જઈ પહોચ્યા હવે તો બધા એકત્ર થયેલા હોવાથી એક બીજા ન્હાના મ્હોટાની મર્યાદા પ્રમાણે વિનયભાવથી રહેવા લાગ્યા

જણાવ્યો ત્હેમણે માત્ર એટલોજ જવાબ આપ્યો કે—' જહેમ શોભા વધે તેમ કરો ' રાજનગર અને ખભાતના સઘે પણ જણાવ્યું કે—'એવુ વળી તપગચ્છપતિ પદ કેવુ ? જ્યહારે કોઈને આચાર્ય-પદ આપીશુ, ત્યારે ધામધુમ પૂર્વક વિશેષે કરીને આપીશુ ' વિજ-યરાજ નામના ઉપાધ્યાયજીએ પણ કહ્યુ કે ' સંઘનુ વચન ઉલ્લંઘવુ ઠીક નથી. વધારે તાણવાથી તૂટી જાય છે અને તૂટ્યા પછી હાથથી છૂટી જાય છે જો આપ કદાગ્રહ કરીને પદ સ્થાપના કરશો તો પાછળથી પશ્ચાત્તાપ થશે, અને તેનુ ફળ આપને ભોગવવુ પડશે '

બધાઓએ સમજાવવા છતા તેમણે કોઇનું માન્યું નહિ, અને પદ સ્થાપના કરીજ દીધી તેમ છતા પણ વિનયગુણસપન્ન વિજયાનદસૂરિએ તો પોતાનો વિનયભાવ નજ છોડ્યો ત્હેમણે તો લગાર પણ રાગ દ્વેષ કર્યા સિવાય હમેશા સેવાજ કરી. પરન્તુ વિજયદેવસૂરિ તો ત્હેમનુ લગારે ભલુ ઇચ્છતા નહિ

## સૂરત ગમન

તે પછી ખભાતના સઘે વિજયદેવસૂરિ પાસે જઇને ચોમા-સાની વિનતિ કરી ત્હેમણે વિજયાનદસૂરિને ખભાત જવા માટે આજ્ઞા કરી વિજયાનદસૂરિ ખભાત પધાર્યા બીજી તરફ સૂરતના દોસી સોમો, દોસી પ્રેમજી, દોસી પૂજાનો પુત્ર નાગજી, એ બધા વિજયદેવસૂરિની પાસે ગયા અને વિજયાનદસૂરિને સૂરત લઇ જવા માટે આજ્ઞા લઇ આવ્યા વિજયાનદસૂરિએ સૂરત આવવા માટે ખભાતથી વિહાર કર્યો જબૂસર થઇ સૂરિજી ભરૂચ આવ્યા ત્મ્હા સૂરતના વખારિઆ સઘનો પત્ર મળ્યો તેમા લખવામા આવ્યુ હતુ કે—' અહિ ત્રણ પક્ષના ઉપાશ્રય છે માટે આપ એવી રીતે વિચાર કરીને આવશો કે જેથી બધાઓને સતોષ થાય '

આના ઉત્તરમા સૂરિજીએ જણાવ્યુ—' મને કોઇ પણ જાતનો કોઈના ઉપર રાગ-દ્વેષ નથી વિજયદેવસૂરિના આદેશથી હુ ચોમાસા માટે આવુ છુ. માટે ત્હમે વિચાર કરી લેશો, ત્હમે બન્ને પક્ષવાળા મળીને જહેમ કહેશો, તેમ કરવાને મ્હને હરકત નથી.'

ગુરૂ આગળ થકી વડિઆવ આવ્યા. ભરૂચનો સંઘ પણ સાથેજ હતો. વખારીઆના સંઘ પણ આવી આવ્યો. રોસી સોમા, પ્રેમજી વિગેરે પણ આવ્યા. તેમણે કહ્યું—આપની સમક્ષ અમે સૂરતના સંઘો એકત્ર થઇ જઇએ. ગુરૂએ કહ્યું— ત્યાં આવ્યા પછી શો સારૂ કરો. પછી શુભ મુહૂર્તે સૂરિજીએ સૂરતમાં પ્રવેશ કર્યો. સૂરિજીના પ્રવેશ વખતે જ ગપૂરમાં પાંચસો મુદ્રાઓની ઉજવ થઇ.

બે વ્યાખ્યાનો.

બીજા દિવસે વખારિઓ સંઘ આચાર્યશ્રી પાસે આવ્યો. તેમણે વંદના કરીને સૂરિજીને પૂછ્યું કે— હવે શો ઉપાય કરવો ? સૂરિજીએ કહ્યું— શા માટે ? સંઘે કહ્યું— જે તે બોલેલી ઇચ્છા થાય તો સઘળા એક થઇ જઇએ. સૂરિજીએ કહ્યું— હવે એમાં બતાવામાં બાકી શું છે શું ? ગુરૂ એક છે, અને તેમનીજ આજ્ઞા માનવામાં આવે છે તો પછી વાંધો શો છે ? વખારિઆ સંઘે કહ્યું— મહારાજ તે આપને વિજયતિલકસૂરિજી સૂરિ થાય છે, તે હવે ન થાય, એમ તમે તેમને સમજાવો. સૂરિજીએ કહ્યું— અમને તેમનો ઉપકાર છે, માટે તેમનું નામ ન લેવું—ગણવું ન ગણવું, એ કેમ બને ? એમ કરવાથી તો સ્વામીદ્રોહ પણ થાય. ત્યારે સૂરિજીએ આવો ઉત્તર આપ્યો, ત્યારે તેમણે બીજી યુક્તિ કરી. તેમણે કહ્યું— ત્યારે એમ કહો કે—વિજયતિલકસૂરિ અને વિજયદેવસૂરિ બે બન્નેના વખાણ કરવા નહિ. સૂરિજીએ ચોખ્ખું સંભળાવ્યું કે— એવું કોઇ દિવસ બની શકે નહિ.

સૂરિજીનો આ ઉત્તર સાંભળીને વખારિઓ સંઘ આવ્યો હતો તેમ પાછો ગયો.

બીજી તરફ નવસારીથી પ્રીતિવિજય નામના સાધુને બોલાવ્યા. ચોમાસામાં તેઓ પણ મોટી નદીઓ ઓળંગતા ઉતરી આષાઢ વદિ સાતમે બાર ગાઉની મજલ કરી સૂરત આવ્યા. અને તેમણે બીજા ઉપાશ્રયમાં મુકામ કરી જુદું વ્યાખ્યાન કરી મતભેદનું

ની વાચ્યુ. વગર કારણે ત્હેમના ચોમાસામા આવવાથી શાસનની હેલણા થઇ

આમ છતા પણ વિજયાનદસૂરિ મનમા કંઇપણ લાવ્યા નહિ અને જ્હેમનુ તેમ ચાલવા દીધુ, પણ શ્રાવકોએ આ વાત ઉપેક્ષિત નહીં ગણી. સૂરતના સ ઘે અમદાવાદ અને ખ ભાતના સ ઘને લખ્યુ તેમ આચાર્ય વિજયદેવસૂરિને પણ લખી બધી હકીકત જણાવી

વિજયદેવસૂરિએ લખી જણાવ્યુ કે—'સકારણ એમ કરવુ પડ્યુ છે—શ્રાવકો સાગરમા ન ચાલ્યા જાય એટલા માટે તેમ કર્યુ છે'

આ જવાબ વાચી સ ઘે વિચાર કર્યો કે—'મેળ જાણીને આ કર્યુ છે, પર તુ તે ઠીક થયુ નથી આગળ આવી રીતે કેમ ચાલી શકે? માટે પહેલા જેવુ હતુ તેમજ આપણે તો ચાલવા દેવુ' આ હકીકત ગુરૂને ( વિજયાનદસૂરીને ) જણાવતા સૂરિજીએ કહ્યુ —'કઇ નહીં, તે જ્હેમ કહે તેમ કર્યા કરો અને તે જ્હેમ કરે તેમ કરવા દ્યો આપણે કોઈ જાતનો ભેદ કરવો નથી'

આચાર્યશ્રીની આ સરળતા મહાનુભાવપણુ જોઈને શ્રાવક શ્રાવિકાઓ ચકિત થઇ ગયા અને મુક્ત ક ઠે ગુરૂજીની પ્રશ સા કરવા લાગ્યા ।

## થૂભવ દનનો નિષેધ

બીજી તરફ વિજયદેવસૂરિ શિરોહીમા ચોમાસુ રહ્યા હતા, ત્હેની પાસેજ વિજયતિલકસૂરિનો થૂભ હતો, તેને વ દન કરવાને ઘણા શ્રાવક શ્રાવિકાઓ અને મુનિઓ જતા હતા, તેઓને વિજયદેવસૂરિએ નિષેધ કર્યો અને કહ્યુ કે—'મારા રાજ્યમા ત્હમારે થૂભને વ દન કરવા જવુ નહીં' આ ગામમા મોહાજલ નામનો એક ધાર્મિક શ્રાવક રહેતો હતો ત્હેણે સૂરિજીને કહ્યું—'મહારાજ! વીરની પર પરામા હીરવિજયસૂરિ વિગેરે ઘણાએ આચાર્યો થઈ ગયા છે, પર ન્તુ કોઇએ થૂભને વ દન કરવાનો નિષેધ કર્યો નથી અને આપ

સૂરતના સંઘે કહ્યું –' મહારાજ ! રાજનગરના સઘે માણસ મોકલેલ છે, તે આજ કાલમા આવી જશે અને બધુ સારૂ થશે માટે આપ આ ઉત્તમ મુહૂર્ત્ત સાચવી લ્યો આમા વિલબ કરવાનુ કામ નથી '

સઘના કહેવાથી તેઓ સૂરત, રાનેર, વરિઆવી થઈ ભરૂચ આવ્યા. અહિ કેરવાડાનો સઘ આવ્યો અને મ્હોટી ધૂમધામ પૂર્વક પુરપ્રવેશ કરાવ્યો. આ પ્રતિષ્ઠા ઉપર દસ હજાર માણસો ભેગા થયા હતા રત્ન, પીતળ અને પાષાણુના એકદર અઢીસો બિબોની આ વખતે પ્રતિષ્ઠા અને અજનશલાકા કરી. પાચ દિવસ સુધી સઘની ભક્તિ કરી અનેક પ્રકારના મિષ્ટાન્નો જમાડ્યા, ચારસો યાચકો આવ્યા હતા, ત્હેમને અભિનવ વસ્ત્રો આપી સતોષ પમાડ્યો આ વખતે દસ હજાર રૂપિયાનો વ્યય કર્યો પ્રતિષ્ઠાનુ કાર્ય સમાપ્ત થયા પછી સઘ વિખરાઇ ગયો અને ગુરૂજીએ અહિ માસકલ્પ કર્યો

હવે રાજનગરથી વિજયદેવસૂરિ પાસે જે માણુસો મોકલવામા આવેલ, તે માણુસોને જલદી જવાબ લખી આપીને વિદાય ન કર્યો પ્રતિષ્ઠાનુ મુહૂર્ત્ત થઇ ગયુ, ત્યા સુધી તે લોકોને પોતાની પાસેજ રોકી રાખ્યા. અને પ્રતિષ્ઠા થઇ ગયા પછી તેમને વિદાય કર્યા આથી રાજનગરના સંઘે વિચાર કર્યો કે–આટલુ આટલુ ઢીલુ રાખવા છતા, તે હજૂ સમજતા નથી જુદા વ્યાખ્યાનો કરાવીને અને આવી રીતે દુરાગ્રહ રાખીને ગચ્છમા ભેદ કગાવે છે એ ઘણુ અનુચિત થાય છે

## વિજયાનદસૂરિ ગચ્છપતિ

વિજયદેવસૂરિની આવી પ્રવૃત્તિ જોવાથી એક વખત મુનિવિજયના શિષ્ય દેવવિજય ઉપાધ્યાય, કે જેઓ દર્શનવિજયજીના ગુરૂભાઇ થતા હતા, તેમણે બધા સાધુઓને ભેગા કરી વિજયાનદસૂરિને વિનતિ કરી કે—

શાતિદાસ શેઠ ઉપર ઘણુ ખોટુ લાગ્યુ ઠેકાણે ઠેકાણે તેમની નિંદા થવા લાગી પછી તેઓ ગુજરાતમાથી વિહાર કરી મારવાડમા ચાલ્યા ગયા

હવે વિજયાનદસૂરિ કેરવાડાથી વિહરવા લાગ્યા તેઓ જબૂ-સર, સીનોર થઇ ડભોઇ આવ્યા સખેડાનો સઘ અહિ આવ્યો મ્હોટો ઉત્સવ થયો લોઢણપાર્શ્વનાથની યાત્રા કરી, પુણ્યવિજયને વાચકપદ આપ્યુ ત્હાથી સખેડ પધાર્યા ત્હાથી સીણોર આવ્યા, ત્હારે ખભાતનો સઘ અહિ વિનતિ કરવા આવ્યો, સૂરિજી ખભાત થઇ રાજનગર પધાર્યા, ત્હા શાતિવિજય અને ભાવવિજયને વાચક પદ આપ્યા અહિ ઘણા શ્રાવક શ્રાવિકાઓએ વ્રત-નિયમ-તપસ્યાનો આદર કર્યો. ધર્મદાસ, વિસા, બદા અને કેશવે ગુરૂભક્તિ નિમિત્તે પ્રભાવના આદિમા ઘણા દ્રવ્યનો વ્યય કર્યો

**સિદ્ધાચલની યાત્રા.**

આ સમયમા મારવાડમા આવેલા નાડલાઇ ગામમા ચાર સારા ગૃહસ્થો રહેતા હતા તે ચારે સગાભાઈઓ થતા હતા. તેમના નામ મેહાજલ, ચાંપો, કેસવ, અને કૃષ્ણ, હતા તેમના પિતાનું નામ **વીરપાલ** હતુ. **વીરપાલ**ને બીજા બે ભાઈઓ હતા **જસવત** અને **જયમલ** ઉપર કહેલા ચાર ભાઇઓ પૈકી મેહાજલને બે પુત્રો હતા કુમરાજ અને ગુણરાજ કેશવને બે પુત્રો-નાથો અને નારાયણ ચાંપા-ને બે પુત્રો હતા-વર્દ્ધમાન અને રૂડો અને કૃષ્ણને બે હતા-ધનરાજ અને સુખરાજ આ ઉપરાત **વીર**પાલના બે ભાઇઓ, જે જસવત અને જયમલ હતા, ત્હેમા જસવતના ઋષભદાસ અને લક્ષ્મીદાસ બે પુત્રો હતા. જયમલને એક હતો, જેનુ નામ હરચદ હતુ

ઉપર્યુક્ત ચારે ભાઇઓને વિમલાચલની યાત્રા માટે સઘ કાઢવાનો વિચાર થયો તેઓને વિચાર થયો કે-પૂજ્ય શ્રી વિજયાનસૂરિને સાથે લઇ સઘ કાઢવો. મુહૂર્ત્ત જોવડાવીને પછી ત્હે-મણે સઘને વિનતિ કરી આ વખતે સઘમા કુચરાનો પુત્ર ઠાકરસી,

આપણે વાસ્તે માટેજ આપસમાં મેળ કર્યો હતો, પરન્તુ વિજયદેવસૂરિએ પોતાની ટેવ છોડી નથી, અને તે ટેવને આધીન થઈ પાછી લિખાવટ કરી નાખી છે. હવે અમારે તેમની સાથે સંબંધ રાખવાની કંઈ જરૂર નથી. આપજ અમારા નાથ છો–ગચ્છપતિ છો, આપ હવે તે કપટીની સાથે જરાપણ સંબંધ રાખશો નહિ. કોલસાનો સ્વભાવ છે કે ગમે તેટલા સાબુથી ધોવા છતાં કાળાશ ધોળો થતો નથી.

આનો ઉત્તર આપતા વિજયાનંદસૂરિએ ગંભીરતાથી કહ્યું— સાધુઓ, ભલે તેનું પણ તેનું વચન માન્ય રાખીને કામ ચલાવવું એ બેહતર છે અત્યારે લિખાવટ કરવામાં કંઈ ફાયદો નથી. ભલે તે તેનું ધાર્યું કરે.

સર્વે કહ્યું— નહિ સાહેબ, હવે થયું થયું છે એમની સાથે હવે અમારાથી સંબંધ રાખી શકાય તેમ છેજ નહિ. જેણે હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિની નિંદા કરવામાં બાકી રાખી નથી, જેણે મીઠા મીઠાં વચનો કહીને આપની સરળતાનો દુરુપયોગ કર્યો છે જે પોતાનું બોલ્યું પાળતા નથી, તેનાથી હવે કોઈ જાતની આશા રાખવી નકામીજ છે, માટે અમારે તો આપજ ગચ્છપતિ છો.

બસ, એમ નક્કી કરી વિજયાનંદસૂરિના નામથી ઠેકાણે ઠેકાણે પત્રો લખવામાં આવ્યા, તેમાં લખવામાં આવ્યું કે "વિજયદેવસૂરિની સાથે ધર્મની હીલના ન થાય, એમ ધારીને મેળ કરવામાં આવ્યો હતો, પરન્તુ તેમણે એકતાની રમત જેવું કર્યું છે તેઓએ જેવા તેમથી વિરુદ્ધ વર્તન કર્યું છે, માટે તેમની સાથેનો સંબંધ બંધ કરવામાં આવે છે." રાજનગર, અને અમદાવાદમાં તે સંબંધી ઠરાવ થયો. સૂરત અને બુરાનપુરમાં દર્શનવિજયજીએ ઠરાવો કરાવ્યા. શિરપુર, નડુલાઈ અને બીજાપુરમાં મેઘાજીએ નાતના જોરથી ઠરાવો કરાવ્યા. એ પ્રમાણે બધે ઠરાવો થતા ગયા. સૌ વિજયાનંદસૂરિની આજ્ઞાને માનનારા થઈ ગયા.

વિજયદેવસૂરિથી બધે સંબંધ આ પ્રમાણે છુટો પડતાં તેમને

શાંતિદાસ શેઠ ઉપર ઘણુ ખોટુ લાગ્યુ ઠેકાણે ઠેકાણે તેમની નિંદા થવા લાગી પછી તેઓ ગુજરાતમાથી વિહાર કરી મારવાડમા ચાલ્યા ગયા

હવે વિજયાનદસૂરિ કેરવાડાથી વિહરવા લાગ્યા. તેઓ જણૂ-સર, સીનોર થઇ ડભોઈ આવ્યા સખેડાનો સઘ અહિ આવ્યો મ્હોટો ઉત્સવ થયો લોઢણપાર્શ્વનાથની યાત્રા કરી, પુણ્યવિજયને વાચકપદ આપ્યુ ત્યાંથી સખેડ પધાર્યા ત્યાંથી સીણોર આવ્યા, ત્હારે ખભાતનો સઘ અહિ વિનતિ કરવા આવ્યો, સૂરિજી ખભાત થઇ રાજનગર પધાર્યા, ત્યા શાતિવિજય અને ભાવવિજયને વાચક પદ આપ્યા અહિ ઘણા શ્રાવક શ્રાવિકાઓએ વ્રત-નિયમ-તપસ્યાનો આદર કર્યો. ધર્મદાસ, વિસા, બદા અને કેશવે ગુરૂભક્તિ નિમિત્તે પ્રભાવના આદિમા ઘણા દ્રવ્યનો વ્યય કર્યો.

**સિદ્ધાચલની યાત્રા.**

આ સમયમા મારવાડમા આવેલા નાડલાઇ ગામમા ચાર સારા ગૃહસ્થો રહેતા હતા તે ચારે સગાભાઈઓ થતા હતા તેમના નામ મેહાજલ, ચાપો, કેસવ, અને કૃષ્ણ, હતા તેમના પિતાનું નામ વીરપાલ હતુ. વીરપાલને બીજા બે ભાઈઓ હતા. જસવત અને જયમલ ઉપર કહેલા ચાર ભાઇઓ પૈકી મેહાજલને બે પુત્રો હતા કુમરાજ અને ગુણરાજ કેશવને બે પુત્રો-નાથો અને નારાયણ ચાંપા-ને બે પુત્રો હતા-વર્દ્ધમાન અને રૂડો અને કૃષ્ણને બે હતા-ધનરાજ અને સુખરાજ આ ઉપરાત વીરપાલના બે ભાઇઓ, જે જસવત અને જયમલ હતા, ત્હેમા જસવતના ઋષભદાસ અને લક્ષ્મીદાસ બે પુત્રો હતા. જયમલને એક હતો, જેનુ નામ હરચદ હતુ

ઉપર્યુક્ત ચારે ભાઇઓને વિમલાચલની યાત્રા માટે સઘ કાઢવાનો વિચાર થયો તેઓને વિચાર થયો કે-પૂજ્ય શ્રી વિજયાનસૂરિને સાથે લઇ સઘ કાઢવો મુહૂર્ત્ત જોવડાવીને પછી ત્હે-મણે સઘને વિનતિ કરી આ વખતે સઘમા કુંવરાનો પુત્ર ઠાકરસી,

આવીને, કહેવા લાગ્યો કે–' અમારા હુકમ સિવાય આ ગિરિ ઉપર કોઇ ચઢી શકતુ નથી, તો તમારા માણુસો કેમ ચઢે છે ?' સઘવીએ કહ્યુ કે—' રાજાના હુકમથી ચઢે છે ' આમ વાતચીત ઉપરથી ચઢા ઉતરી થઈ ગઇ સઘના સુભટો એકદમ તૈયાર થતા અહિના ગરાસીઆઓ મૂઠીયોવાળીને નાઠા, અને ઘેટી ગામમા જઈને પેસી ગયા

સઘ દસ દિવસ સુધી અહિ રહ્યો, અને શુભ ભાવનાપૂર્વક યાત્રા કરી અહીં હમેશા સ્વામીવાત્સલ્ય થતા અને રોજ નવા નવા પકવાન્નોના જમણો થતા યાત્રા કરી સઘવીએ પાચ હજાર રૂપિયા ભડારમા આપ્યા તમામ લોકો આ સઘવીની ઉદારતાની મુક્તકંઠે પ્રશસા કરવા લાગ્યા યાત્રા કરીને પછી બધો સઘ અમદાવાદ આવ્યો અહિ દસ દિવસની સ્થિરતા કરી પછી સઘની સાથે વિજયાનદસૂરિ પણ મારવાડમા આવ્યા સિરોહી થઇને પછી નાડલાઈ પધાર્યા પહેલુ ચોમાસુ ત્હેમણે નાડલાઇમા કર્યું બીજુ ધેવલીમા, ત્રીજુ નાડલાઇમા અને ચોથુ વાંઘસિણે કર્યું સૂરિજી લુણાવાસ પધાર્યા ત્યહારે ત્યહાના કાહાના શ્રાવકે કેટલાક બિબો ભરાવી પ્રતિષ્ઠા કરાવી આ પ્રસગે એકને વાચક પદ આપ્યુ ત્યહાથી પછી સીરોહી પધાર્યા અહી ગુજરાતથી શાંતિવિજયગણી આવ્યા અને ત્હેમણે ગુજરાતના સઘ તરફથી આચાર્યશ્રીને ગુજરાતમા પધારવા વિનતિ કરી વિનતિને માન આપી સૂરિજી રાજનગર પધાર્યા અમદાવાદમા ત્હેમના ઉપદેશથી અનેક પ્રકારના ધાર્મિક કાર્યો થવા લાગ્યા

અહિ સુધીનુ વૃત્તાન્ત આપી કવિએ છેલ્લી ઢાળમા આ બીજો અધિકાર બનાવ્યાનો સવત્ (જે સવત્–આ રાસના પ્રારભમા આપ્યો છે) અને પોતાનો પરિચય આપ્યો છે ( આ પરિચય રાસ સારના પ્રથમ અધિકારની અતમા આપ્યો છે તેજ છે )

